શ્રી પરમાત્મને નમઃ

નવીન

# દીનકર-મણી.

નૉવેલ


લેખક

ચતુર્ભુજ વિઠ્ઠલ જોશી.



પ્રસિદ્ધ કર્તા.

એમ. જી. સાહી તથા

કેશવલાલ હરીલાલ ગાડીવાળા તથા

મગનલાલ અમને ગોવિંદલાલની કંપની.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ.

દેવીદાસ છગનલાલે છાપ્યો.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

મુલ્ય ફક્ત રૂ. ૧-૦-૦.

तत् सत् परमात्मने नमः

श्री नवीन.

# દીનકર-મણી

યાને

( ઝેરી સંસાર ) નૉવેલ.

લેખક.

ચત્રુભુજ વીઠલ જોશી.

---

પ્રસિદ્ધ કર્તા.

સાફી મણીલાલ ઘેલાભાઇ

ઠે. ચંગપોળ અમદાવાદ.

દોહરો.

" ધુર્ત ધરી ધતિંગને, મારે ચૌગણી થાય;
શંકા સોધે સત્યને, ઢાંકું ન રહે પાપ. "

---

અમદાવાદ.

શ્રી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં.
પરીખ. દેવીદાસ છગનલાલે છાપી.

આવૃતિ. પહેલી. પ્રત. ૫૦૦૦

સવંત. ૧૯૬૩ સને. ૧૯૦૭

મુલ્ય ફક્ત એક રૂપૈઓ.

# અર્પણ પત્રીકા.

## મણીલાલ ઘેલાભાઇ સાફી.

મારી ટગમગતી કલમના આશ્રકાર મારા

જીગર જાન દોસ્ત મણીલાલ ઘેલાભાઇ

સાફી રહેવાશી અમદાવાદ ઉદય

બાળાના ઇનામી પુસ્તકના

અધીપતી તેને મારૂ આ

નાનકડુ પુસ્તક હું તેને

ભેટ આપુ છું.

એજ

લી. સેવક ચ—વી. જોસી.

# પ્રસ્તાવના.

પ્રીય વાંચક વર્ગ મારૂ આ શ્રંગાર રસ વીર રસ હાસ્ય રસ પ્રેમ રસ તથા કરૂણા રસથી ભરપુર આનંદાયક દીનકર અને મણી નામના પુસ્તકમાં સ્ત્રી પુરૂષના પરસ્પર પ્રેમની આબે હુબ ચીતાર કન્યા વીક્રયના કોપ પુનરલગ્નથી થતા ફાયદા ગેર ફાયદા અતી સંકટ પડતાં સદ્દગુણી સ્ત્રીના શીયળ સાંચવણ ઘણુ દુખ પામતાં સત્યની સંભાળ સુમીત્રનો પ્રેમ કુમીત્રથી થતા ગેર ફાયદા પુરૂષના ભાગ્ય બળનું ઉલટુ સુલટુ ફરતું ચાન્સ સકર વગેરેનું બીયાન સારૂ દરશાવેલ છે જે વાંચે તે દીલ ખુશ થાય છે.

મારા વાહલા વાંચનાર હું કવી નથી મારી ચાલુ કલમે લખાયેલ મારા આ પુસ્તકમાં કેટલીક ભુલો થઇ હશે તેને માટે હું દાસને ક્ષમા બક્ષી દુધના ઉકળતા પેડામાંથી મલાઈના ગ્રાહક બની નામથી સીખ ખાતા દુધ ને નહી જમવા નમનતાઈથી ભલામણ કરૂ છું એજ

લી૦ સેવક.
ચત્રભુજ વિઠલ જોશી.
મહુવાવાલા
ઠે. હવેલી પાસે મહુવા બંદર.

## દોહરો.

અમદાવાદ આબાદ છે, પ્રાચીન સુંદર શહેર;
સાબરમતી ત્રટ સોભતું, સંજન કરતા લ્હેર. ૧
ગ્રંગપોળ સોહામણી, ગૃહસ્થ વસીયા ખાસ;
મણીલાલ સાફ્રી તણો, જાણુંક જયાં નિવાસ. ૨
લેખકના આધાર છે, ગુણીયલ જ્ઞાન ભંડાર;
છાપ્યા છપાવ્યા પુસ્તકો, બહુ કીધા ઉપકાર. ૩
લેખક કેરા લેખને, કરવા જગ જાહેર;
પુસ્તક સાથ ઈનામને, આપ્યા બહુ બહુ પેર ૪
સૌ. સવિતા સાથનું, ઉદયબાળા નામ;
એ પુસ્તક લેનારને, દીધાં બહુ ઈનામ. ૫
કહે ચતુર સાફી તણો, માનુ બહુ ઉપકાર;
ઈશ્વર એને આવનીમાં, કરજો જય જયકાર. ૬

લી. ચ-વિ. જોશી.

तत् सत् परमात्माने नमः

श्री नवीन.

# દીનકર—મણી

યાને

( ઝેરી સંસાર ) નૉવેલ.

मंगला चरण.

उद्धरेदात्मनात्मानं नात्मानम वसादयेत् ॥
आत्मै वह्यात्मनो बंधु रात्मैव रिपुरात्मनः ॥

અર્થાત—મન વશ કરીને જીવે પોતાનો ઉદ્ધાર કરવો આત્માનો અનાદર નહીં કરતાં સદગતિ કરવી અર્થાત ઘાત એટલે અધોગતી કરવી નહીં કારણ મન એજ બંધ તથા મોક્ષનું કારણ છે અને મન એજ શત્રુ તથા મીત્ર છે.

ઇશ્વર સ્તુતિ.

દીન દયાળું દયા કર કોઇ, સંસાર સ્વપ્ને રહુ હું મુંઝાઇ;
લેખ લખેલા ટળાએ ન કાંઈ, ચઢતી ઉતરતીની પળમાં સમાઇ;
વૈભવ આપો પળની માંહી.—દીન દયાળુ
અસત્યની વાદળી જગમાં છાઇ, સત્ય જગમાં ગયુંરે સુકાઇ;
સત્ય સમાધી અરપો મલકાઇ, દેવ દયાળુ તુજ સ્મરણ અતી સુખદાઇ
સેવક તારો દયા કરો ક્યાંઈ—દીન દયાળુ

# પ્રકરણ ૧ લું.

## દીનકરનો મણીથી બંધાયલો સ્નેહ.

મધુમતી કરીને એક સુંદર નગર છે. તેની પુર્વે દિશાએ સુંદર સરિતા પોતાના નિર્મળ જળનો પ્રવાહ નિશદીન ચલાવ્યા કરે છે. તેની પશ્ચિમ દિશાએ એક શુશોભીત નિર્મળ જળનું સરોવર હમેશ પોતાના પવિત્ર જળથી શોભી રહ્યું છે. ઉત્તર દિશાએ સુંદર બાગ બગીચા. આવી રહ્યા છે. અને દક્ષિણ દિશાએ સમુદ્રનો ક્રાંટો દીન પ્રતીદીન ભરતી ઓટ કરી રહ્યો છે. તથા. એક વૈરાન જંગલ સદાકાળ તે નગરીને અદભિત બનાવી રહ્યું છે. સમુદ્ર કિનારે ભૂવનેશ્વરી માતાનું દેવલ છે તે દેવલ માંહેની માતાની મુર્તીનો ચિતાર ઘણા લાંબા વખતથી આ જગ્યાએ વિરાજ્યમાન થયા હોય તેવો લાગે છે. શહેરની ચારે બાજુએ અત્યંત શાંન્તીને આપનાર તથા નવ નવા ફળ બક્ષનાર વૃક્ષ વાળી વાડીઓ વીટલાઇ વળી છે. પ્રાતઃકાળનો સમય છે પુર્ણીમાનો ચંદ્ર પોતે સૂર્ય દેવતાની સ્વારી આવતી જોઈ પ્રકાશ રૂપી પ્રાથરેલ પૃથ્વીપરની ચાદર જેમ તેમ સંકેલી લઇ જવા રજા માગતો હોય તેવું લાગે છે પ્રભુના પ્રેમી ભક્તો તાલમૃદંગ લઈ પ્રભાતીયાની લહેરમાં પડયા છે કુટલા સ્ત્રીઓ ઘણીને ધમકાવતી પોતાના પ્રીય છોકરાંને કુરવાણી બોલી પાસામાં ચપટી ભરતી જોવામાં આવે છે દેવ દેવાલયોમાં ઝાલર નગારાના નાદ થઇ રહ્યા છે. આવા વખતમાં એક પ્રમુગ્ધા. ઘંટીના ઘોરથી જબકી જાગી પોતાના હાથમાં બેડું લઇ માત પીતાની આજ્ઞા માગી. જળ લેવા સંચરી.

### હરિગીત છંદ.

ગૃહી હસ્ત બેડું હોંશથી, પ્રીય લટકે મટકે ચાલતી.
રંગે ભર્યા ભુવન શાણી, ચક્ષે ચૌટુ નિહાલતી, ૧
આવી પ્રીયા પૂર બહારતે, શુદ્ધ સરિતાને તીરે.
કર્યું દંત ધાવન હોંશથી; સતીએ નદીના સુભનીરે. ૨
વલી સ્નાન શુભ પેરે કર્યું, સ્ત્રીએ નદીના નીરથી,
કરી કાંન્તી શુદ્ધ શરિરની; શોભી રહી છે ચારથી ૩
પહેરેલ કંકણ કરવિષે, તે શોભતાં ભબકા ભર્યા;

લટકાને મટકા ચટકા સાથે. ભોગીઓનાં મન હર્યા, ૪
બાહુવે કડુ છે હેમનું; અને કાંચલી બહુ શોભતી.
પહેરેલ અણુવટ વીંછીયાથી, પ્રેમદા બહુ ઓપતી; ૫
દાંત દાડમ બીજ સરખા. ગોરી ગાલ ગુલાલ છે.
હોષ્ઠ પરવા ખાંસમાં, વળી કપાળ તેનું વિશાળ છે; ૬
મહીં ઝુંદણું શોભે અતી ઘણું. ભોરિંગ સમ છે ચોટલો,
તેહ હસ્ત આગલી ચોળા સરથી; ચુડો પહેર્યો છે ભલો. ૭
થતી જાય રતનની કઠીણુતા, વલી પેટતો પાતાલ છે;
જાંગુ કુંલી સ્થંભ ગોરી. નીત બગોલા કાર છે, ૮
કટાર સરખી કેડને; વળી ચણીયો ચોળી ઓપતી;
ઉભી સરિતા મધ્યમાં. તે સુંદરી બહુ શોભતી, ૯

## ભુજંગી છંદ.

થયો બુટ અવાજ ત્યાં જોરમાંથી, જોયુ સુંદરી આવ્યો અવાજ ક્યાંથી;
ઉભી પ્રીયા સરિતાના વન માંહે. દીઠો આવતો એક પુરૂષ ત્યાંહી. ૧
ચતુર કામની જોયું પાછુ ફરીને, મૃગ લોચની જોયુ દ્દષ્ટી કરીને;
દીઠો આવતો જોઈને મન મોહ્યું. ખરે નારીએ તનનું ભાન ખોહું, ૨

આ સુંદરી નદીના પુર જોસમાં વેતા વૈનમાં પોતાના કોમલ ચરણુ વચ્ચે હાંડો રાખી સરિતાના નિર્મળ જળ સામું જોઈ રહી છે. તેવામાં તેણે કંઇ ખડખડાટ સાંભળ્યો. શાણી પ્રેમદા ચમકી તુર્ત પાછુ ફરી જોયું. તો તે દ્દષ્ટીએ એક ઘણોજ સ્વરૂપવંતો પુરૂષ પડયો તેને જોતાંજ આ ગતી થઈ થોડી વારે બંન્નેને શુદ્ધી આવતાં સ્રીએ નદીમાંથી બહાર આવી પૂછ્યું.

**સવાલ**—તમે કોણુ છો.

**જવાબ**—હું વણીક છું.

**શવાલ**—તમો શું ધંધો કરો છો.

**જવાબ**—હું વિધાભ્યાસ કરૂં છું.

**સવાલ**—તમારા લગ્ન થયાં છે કે નહી વારૂ.

**જવાબ**—ના,

તેવામાં દુરથી સુવાન અશા હુમા ઓતાલા જીદાકા લાઈ

લાઈલા. ગૌરૂકા મેરથી મહંમદ રસીલીલ્લા એવો અવાજ આવ-વાથી પુરૂષ પુર્વે તરફ નાશી ગયો સ્ત્રીએ આસપાસ. આમ તેમ જોયું તો થોડે દૂર એક મુસલમાન નીમાજ પઢતાં તેની દૃષ્ટીએ પડયો. તેવું જોઈ બોલી. અરે નકામા બીના. હાય આતો પેલો કમરૂદીન નીમાજ પઢે છે અને તે તો તેનાજ ધ્યાનમાં છે છતાં નાશી ગયા અરે હવે કયારે મલશે હું પણ કેવી ભૂલી મે નકામી પડપૂછ કરી પણ તેમનું નામ. નિશાન જાણી ન લીધું અરે પ્રભુ આપેલ રત્ન હાથથી જશે કે શું ચાલ. ઘેર જાઉં મને બહુ વાર થઈ મારી શાણી સખી તેનો પત્તો મેલવવા. શકિત માન છે કા-રણ. તે ઘણી ચપળ છે.

વાંચકવૃંદ પહેલા પુરૂષની શી ગતી થઈ તે હવે જણાવું છું. નદીપરથી લોક લજ્યાને લીધે નાશી તે પોતાની વાડીમાં ગયો નદીથી પૂર્વે તરફ તેની વાડી હતી. ત્યાં તે હમેશ. આ ટાઈમે સ્નાન કરવા જતો. તેની વાડીમાં ભગવાન નામનો એક માલી રહેતો હતો. તે માળીની વહુનું નામ પાર્વતી હતું, તે માલીને વાડીની દેખ રેખ પર શેઠે જુજ પગારથી રાખેલ હતો. તેનું ગૂજરાત ચ-લવા અડચણ ન પડે માટે શેઠે તેને તે વાડીમાં નીપજતાં પુષ્પ વેચી ખાવા છૂટ આપી હતી આથી પાર્વતી હંમેશ ફુલની છાબડી ભરી મધુમતીમાં ફુલ વેચવા જતી હતી. શેઠ. વાડીમાં જઈ ખુ-રશીપર બેશી, જેમ તેમ બરબડવા લાગ્યો અને કહેવા લાગ્યો "વા-હ શું તે સુંદરીનું રૂપ, કેવા સરસ તેના કોમલ હસ્ત, ખરે એ મૃગ લોચનીનાં ચક્ષુ મૃગના જેવાંજ હતાં મેના કરતાં સરસ. તેની વાણી હતી. અરે પણ હું ભૂલ્યો તે કોણ છે કયાં રહે છે જાતે કેવી છે તેનું નામ શું વલી તે પરણેલી છે કે કુંવારી તે પૂછવું તદન ભૂલી ગયો અરે પ્રભુ મેં બહુ ભૂલ. ખાધી ખરે તેના સદગુ-ણમય બોલપરથી જણાઈ આવતું હતું કે તે કુંવારીજ છે નહી તો મારી સાથ આટલી વાતચિત કરત નહી આ બોલી નીચે પ્રમાણે ગાવા લાગ્યો.

દોહરો.

પરણું નહી એ પ્રેમદા, તો ધીક મુજ અવતાર
કૃપા કરી તું મેળવે, હે જગત આધાર

૧૯૫૮



આમ બે ભાનમાં બોલે છે એટલામાં ભગવાને આવી પૂછ્યું કેમ શેઠ આજે કંઇ નીસો કર્યો કે શું.

**જવાબ**—કંઇ નહી.

**ભગવાન**—ના મને કહેવું જો એ.

**શેઠ**—હું નદીપરથી અંહી આવતાં મે એક ઘણી સ્વરૂપ વતી બાયાં ભાળી તે સ્ત્રીએ મારૂં મન હરણ કરી લીધું છે.

**ભગવાન**—શું માયા ભાળી એવી તે માયા ક્યાં રેઢી પડી છે·

**શેઠ**—અરે એક સ્ત્રી ભાળી

**ભગવાન**—ઇસ્ત્રી. કપડાપર ફેરવવાની તે હા કોઇ ધોબીની પડી હશે.

**શેઠ**—અરે એક બાઈડી ભાળી.

**ભગવાન**—હં ત્યારે એમ કહોને તે શું છે.

**શેઠ**—તે મારૂં મન હરણ કરી ગઇ છે.

**ભગવાન**—શું તમારા મનનું હરણુ કરી ગઈ ત્યારે તે હરણીયું ક્યાં ગયું.

**શેઠ**—અરે મૂર્ખ ચિત્ત ચોરી ગઈ.

**ભગવાન**—ઠીક છે લ્યો પણ પેલા આંબાપર વૈઆ. બહું છે લ્યો ઉરાડું એમ કરી મોટેથી. આ અ અ અ હે તેમ બૂમ મારે છે

**શેઠ**—અરે રાડો શું પાડે છે

**ભગવાન**—સાબ વૈયાં ઉરાડું છું

**શેઠ**—જા દુર જઇને ઉરાડ અહીં માથાપર બુમ નહી માર

**ભગવાન**—વારૂ શેઠ

એટલામાં પાર્વતી આવી તેણે શેઠને પુછ્યું.

**પાર્વતી**—કેમ શેઠ આજે કંઇક ઉદાશીમાં છો.

**શેઠ**—સેજ

પાર્વતી ચતુર હતી તેથી તેણે શેઠને સમજાવી વાત જાણવા ધાર્યું અને યુક્તિથી શેઠને સમજાવી વાત કઢાવવા લાગી શેઠે તેને

સેજ સાજ હકીકતથી વાકેફ કરી પાર્વતીએ કહ્યું હું તમને મેલવી આપુ તો કેમ શેઠે કહ્યું તો હું તારો જન્મ પરિયંત આભારી થઇશ. એટલે પાર્વતીએ કહ્યું મને તેની સંપુર્ણ હકીકતથી વાકેફ કરો. શેઠે તેને બનેલી સઘળી વાત કહી. પછી પાર્વતી બોલી શેઠ હવે હું ગામમાં ફુલ વેચ્યા બાદ ગૃહસ્થોને ઘેર ઘેર ફુલ આપવા જઇશ. અને તેનો પત્તો પ્રભુ પ્રતાપે તમોને થોડા વખતમાં લાવી આપીશ શેઠે કહ્યું વ ર્વતી પ્રેમદાની શોધમાં પડી પેલી પ્રેમદા પોતાને ઘેર જળ ભરા ગઈ જળ જળને ઠેકાણે મૂકી એ-કાંત સ્થાનમાં લમણે હાથ લગાવી બેઠી એટલામાં તેની વીજલી નામની સખી આવી તેણે પૂછ્યું.

**વીજલી**—કેમ બેન આજે આમ કંઈ ઉંડા વચારમાં પડેલી છે.

**જવાબ**—કંઇ નહી બેન તેતો સેજ.

**વીજલી**—બેન મારાથી છાનું રાખીશ કે આજે શું સાંભળી આ-વ્યું મને જણાવવામાં કંઇ બાદ નથી.

બાઇએ તેને સઘળી હકીકતથી વાકેફ કરી એટલે વીજલીએ કહ્યું બેન હું તેની શોધ કરીશ. કશી ચિન્તા કરવાની જરૂર નથી સ્રીએ કહ્યું બેન તો તો અતી આનંદ થાય. મારા વતી આટલી તસ્દી લે તો હું તારો સંપુર્ણ આભાર માનીશ વીજલીએ કહ્યું ઠીક છે આ બાજુ વીજલીએ શોધ કરવા માંડી.

પાંચ સાત દિવસ રઝલી પણ પતો મલ્યો નહીં ત્યારે તેની બેનપણીને કહ્યું બાઇ હવે તો થાકી પણ તમારા ઇચ્છીત ભરથાર મલ્યા નહી એટલે પ્રેમદાએ કહ્યુ લે હું તને એક દોહરો બનાવી આપું તે બોલતી ગુપ્ત વેશે આ નગરીમાં ફરજે અને જે માણસ આ દોહરો પુરો કરે અથવા તેનો પતો બતાવે તેને મારો આ ચંદન હાર આપજે તે લઇ દાસી ચાલતી થઇ વાંચક દોહરો નીચે મુજબ હતો.

નાશી છુટયો વાણીયો, નદીને પહેલે પાર;
ગોતી આપે જેમને, આપુ ચંદન હાર.

આમ બોલતી ફરે છે એટલામાં પેલી માલણ પાર્વતીનું ત્યાંથી નીકળવું બન્યું તેની કર્ણેદ્રિય તે તરફ ખેંચાઈ એક ચીત્તે સાંભળ્યું અને બોલી.

**દોહરો.**

ગોતી આવું કામની એતો મારૂં કામ.
આ નગરીમાં એ વસે દીનકર એવું નામ

આ સાંભલી વીજલી તુરત તેની પાસે ગઈ અને તેને ચંદન હાર આપ્યો માલણે તેને સર્વિસ્તર હકીકતથી વાકેફ કરી વીજલી દીનકરનું નામ નિશાન વગેરે જાણી ખુશી થઇ ચાલી ગઈ.

પ્રીય વાંચક ઉપરના દોહરાથી તને માહેતી મલી હશે ઉપરાંત જણાવું છું કે દીનકર તેજ આપણી વાર્તાનો નાયક અને તે સાથે પ્રેમ બાંધવા ધારતી તથા મન સાથે વળી ચુકેલી બાઈનું નામ મણી હતું તેજ મણીનો કાયમી ભરથાર થનાર ઉપર જણાવેલ દીનકર પોતેજ છે.

**દીનકર**—પોતાની વાડીમાં બેઠો છે અને મનમાં મહાતર્ક વિતર્ક ચલાવી રહ્યો છે એટલામાં તેનો માલી આવીને પૂછે છે.

**ભગવાન**—શેઠ એ ચાર દહાડાથી તમે કંઇ શોકમાં રહો છો માટે તમને ખુશી કરૂં તો.

**દીનકર**—વારૂ કંઈ ફારસ કર.

**ભગવાન**—સાહેબ ગાયન કરૂં.

**દીનકર**—હા કરો જોઇએ કેવાં આવડે છે.

**ભગવાન**—સાબ. દવા ને ચોખરા સારા આવડે છે.

**દીનકર**—ત્યારે ગાને

**ભગવાન**—તે સાંભલી નીચે પ્રમાણે ગાય છે.

માંરૂં નામ ભગલો માલીરે મારૂં નામ ભગલો માલી
વાડીમાં હું વૈયાં ઉરાડુ કરૂં ગાન ગુલતાન.
ભૂખ લાગે તો ઝુપડીમાં જઇ ખાઉ છાશને ધાન. મારૂં નામ.
કરૂં શેઠની અદલ ચાકરી, પોરી ભરૂં દીન રાત.
બયકડે હું નાહી લઉં ત્યાં વહુજી લાવે ભાત. મારૂં નામ.
તાજું ભાતું ખાઇ કરીને મારે કામે જાઉં
કામ કરંતાં થાક લાગે તો છાયે બેશી જાઉં મારૂં નામ.
પૂછ્યા વિના વાડીમાં ગરે તો ભારે ગાળો દઉં
જો કદી મારવા તડે તો માફી માગી લઉં મારૂં નામ.

**દીનકર**-મશ્કરી કરીને કહે વાહ ભૈ વાહ બહુ સારૂ ગાયન ગાયું આમ બોલે છે એટલામાં પાર્વતી હાથમાં મણીની દાસીએ આપેલ હાર લઈ જોસભેર આવતી માલુમ પડી તેને જોઇને દી-કરે પૂછયું.

**દીનકર**—કેમ આજે કશો પત્તો મલ્યો.

**પાર્વતી**—શેઠ આપની કૃપાથી પત્તો મલ્યો છે.

**દીનકર**—શાબાશ કેવી રીતે મલ્યો.

પાર્વતીએ બનેલ હકીકત દીનકરને રજુ કરી અને દીનકરને પેલો હાર હાલ સાચવો તેમ કહી આપ્યો દીનકરે તે હાર પહેરી લીધો અને ખુશી થઈ બોલવા લાગ્યો.

**દોહરો.**

અહો પ્યારી પત્તો મળ્યો આજ તારો
મુજ દીલનાં દુઃખ નાસ્યાં હજારો
અતી સુખ પામ્યો પ્રીયા મુજ તનમાં
છુપાઇ રહી તુજ છબી મુજ મનમાં

ઉપર મુજબ બોલી ઇચ્છિત સ્ત્રીનો પત્તો મલ્યાથી માલી પાસ વિશેષ ગુલતાન કરાવે છે.

આ તરફ મણી ઘણા દિવસથી શોધ ચલાવતાં પત્તો નહી મલવાથી ઉદાસ ચહેરે બેઠી છે તેટલામાં પાર્વતી તરફથી મલેલ શોધ લઈ વીજળી આવી તેને પૂછયું કેમ શું ખબર છે વીજળીએ ખુશાલી સાથ કહ્યુ બેન તમારો દોહરો એક પાર્વતી નામની મા-લણે પૂરો કર્યો અને તમે જેને ચાહો છો તેનો પત્તો બતાવ્યો જેથી તમે આપેલ હાર મેં તેને બક્ષો તમે જેને શોધો છો તે આ નગરીના રહીશ છે તેનું નામ દીનકર છે નદીની પૂર્વ તરફ તેની વાડી છે પાર્વતી તે વાડીના રખવાળની સ્ત્રી છે આ સાંભલી મણી હર્ષભેર બોલી શાબાશ મારી શાણી સખી આ ખાતર તાહરો ઉપ-કાર જીદંગી પર્યંત ભૂલવામાં આવશે નહી પણ તે વાડી તારી જોએલ છે કે વીજલી કહે હા બેન

**મણી**- ત્યારે લે એક પત્રીકા આપુ તે લઈ તેને વંચાવી આવ

**વીજળી**—બહુ સારૂં બેન.

**મણી**—તેનુ નામ શું દીનકર વલી તે આ નગરીમાંજ રહે છે.

**વીજળી**—એહના.

**મણી**—વાહ જેવું નામ તેવું જ તેનુ સ્વરૂપ છે તેના મધુર સ્વરથી જવાબ દેવાની છટા તથા નરમાઇ ભરેલ બોલ પરથી મારી ખાત્રી છે કે તેનામાં તેવાજ ગુણ હોવા જોઇએ ખરેખર પરણું તો તેનેજ પરણું એમ કહી નીચે મુજબ લખે છે.

## ચીઠી.

પ્રાણપતી હું તમને મારા અંતઃકરણથી વરી ચુકી છું મેં તમને જોયા ત્યારથી મારૂં તન મન ને ધન તમને સ્વાધીન કરી દીધું છે આશા છે કે મારી આ પત્રીકા સ્વિકારી આપના કોમળ હસ્તને તસ્દી દઈ સામા બે બોલ લખવા કૃપાવંત થશો અને હું દાસીને આપની સદાને માટે આભારી બનાવશો.

એજ લી. આપની ચર્ણરજ દાસી.

તે ચીઠી લઇ વીજળી દીનકરની વાડી તરફ આવી અંદર દાખલ થઇ જોયું તો તે બાગના એક ભાગમાં આરામચેર પર એક પુરૂષ નીંદ્રા દેવીને સ્વાધીન થયેલો તેની દ્રષ્ટીએ પડયો વીજલીએ નખશીખ મુર્તી નિહાળતાં ખરેખર મણીએ વર્ણવેલ રૂપ આ પુરૂષમાં જોવામાં આવ્યાં જેથી તેની નજદીક જવા ચાલી થોડે દુર રહી ચમકી અને મનમાં વિચાર કરવા લાગી કે રખેને તે ન હોય અને બીજાને અપાય તો મારી બેનપણીની અને તેના ઇચ્છીત ભરથારની ગુપ્ત વાત જાહેર થાય અને હું અત્યંત ઠબકાને પાત્ર થાઉં તેમ વિચારી પાછી ફરી વલી વિચારી બોલવા લાગી કે હશે તો તેજ કારણ કે આ વાડી તેની છે અને ત્યાં બીજુ કોણ હોય વલી વિચારી બરબડવા લાગી અરે મારા ભમર રૂપી મન તું ભૂલ ભરેલ છલંગ કેમ મારે છે કાં ન હોય તેનો ભાઇબાદું મિત્ર કે નજદીકનો સગો હોય તો આમ ઘણા ઘણા વિચાર કરી નજદીક આવી જોયું તો દીનકરની ડોકમાં પોતે થોડી મુદત પર પાર્વતીને આપેલ હાર જોયો તેથી તેને ખાત્રી થઈ અને પછે આવી વિચાર કીધો જો ક્રોધી હશે તો હું સાફ કરી ઉઠાડતાં પ્રથમ મારા પર

ચીડે ભરાશે માટે તેમ ન કરવું એમ ધારી ખુરશીપર પોતાના જ મણા હાથની આંગલીની ઠોકર મારી શ્વાન જેવી નીંદ્રા વાલો શાણો પુરૂષ તુર્ત જાગ્યો જોયું તો તેની દ્રષ્ટીએ મણીએ પત્રીકા લઇ મોકલેલ વીજલી પડી તેને જોઇ પૂછ્યું.

**દીનકર**—તમે કોણ છો.

**વીજલી**—અમે એક જાસુસ છીએ.

**દીનકર**—જાસુસ કોના.

**વીજલી**—તમે જેને ઇચ્છો છો તેના.

**દીનકર**—અમે કોઇને ઇચ્છતા નથી.

**વીજલી**—ત્યારે અમે જાસુસ નથી.

**દીનકર**—એમ કેમ વળી ફરી ગયાં કેમ આવ્યાં શું કામ છે મને જણાવો.

**વીજલી**—શેઠ જ્યારે તમે કોઇને ઇચ્છતા નથી ત્યારે જણાવીને શું કરીએ.

દીનકરે જાણ્યું કે રખેને આ મણી તરફથી આવી હોય એમ ધારી પૂછ્યું.

**દીનકર**—તમને કોણે મોકલ્યાં

**વીજલી**—મને મારી સખીએ મોકલી છે

**દીનકર**—તમારી સખીનું નામ

**વીજલી**—નામ મણી.

**દીનકર**—હે મણી ત્યારે તો હું તેનેજ ઇચ્છું છું ખરેખર તમારૂં બોલવું સત્ય છે બોલો તમને શા કારણે મોકલે છે.

**વીજલી**—જનાબ, આ પત્રીકા લઇ મોકલી એમ કહી પેલી ચીઠી આપી.

**દીનકરે**—તે તુર્ત લીધી. વાંચી આનંદ પામ્યો અને નીચે મુજબ લખવા માંડ્યું.

## મણીની ચીઠીનો પ્રતીઉત્તર.

પ્રાણ પ્યારી તાહરી પ્રેમ પત્રીકા વાંચી અતી આનંદીત બન્યો છું મે તને જોયા પછી મારા દીલમાં એ ચેની પથરાઇ રહી

છે વળી તારી સર્વિતસર હકીકતથી સંપુર્ણ વાકેફ થવા મારી ઉમેદ છે તો તમો આવતી કાલે રવિવાર હોવાથી સાંજના ચાર વાગતે ભૂવનેશ્વરીને દેવલે મળસો.

એજ લી. કોણ તે તું જાણે છે.

આટલું લખી વીજળીને આપ્યું વીજળી તે લઇ ઘેર આવી અને મણીને તે પત્ર આપ્યો મણીએ તે વાંચ્યો. ખુશી થઇ અને પત્ર તુરત ફાડી નાંખી દીધો. હવે મણી તથા દીનકર વચ્ચેનો વખત ક્યારે જાય અને ચાર ક્યારે વાગે તેમ ધારી વચ્ચેનો વખત મહા મુસ્કેલીથી ગુમાવે છે ત્રણ વાગ્યા. મણીએ મા બાપની આજ્ઞા લઇ ભવાની જવા ગાડી સજ કરી તેમ કોચમીનને હુકમ થતાં તેણે તુર્ત પોતાનુ કાન સમાલી લીધું અને લગામ જાલી ગાડી પર બેઠો મણી તથા વીજલી બંને જણાં ગાડીમાં બેઠાં ગાડી ભવાનીને માર્ગે ચાલતી થઇ.

મિસ્તર દીનકર પણ પોતાની ગાડી તેજ પ્રમાણે જોડાવવાની તૈયારી કરતો હતો એટલામાં તેનો એક મિત્ર તેને મળવા આવતો હોય તેવું તેને જણાયું પેલો માણુસ નજદીક આવ્યો તેને જોઇ દીનકર બોલ્યો.

**દીનકર**—કેમ મિસ્તર કેશવલાલ આવ્યા કે

**કેશવલાલ**—હાજી,

**દીનકર**—હમણાં આપનાં દરસાન કેમ દુર્લભ થઇ પડયાં છે.

**કેશવલાલ**—ભાઇ સેજ કામમાં ગુંથાયેલ હતો.

**દીનકર**—ઠીક છે આવો આવો બેસો. એમ કહી બેસારે છે એટલામાં કેશવલાલની નજર પેલા હાર પર પડી અને બોલ્યો.

**કેશવલાલ**—ભાઇ આ હાર કોનો

**દીનકર**—છે કોઇનો

**કેશવલાલ**—કોઇનો એટલે કોનો છે

**દીનકર**—છે તારે શું કામ છે

**કેશવલાલ**—કેમ ભાઈ આમ આટલું બધું ભાઇ મારાથી પણ છાનું રાખશો.

**દીનકર**—નહી મારા જીગર જાન દોસ્ત તારાથી છાનું રાખું હું તને વખત મલે સઘલી વાત કરીશ. એમ કહી. કંઇ કારણસર ત્યાંથી આઘો પાછો ગયો

એટલામાં કેશવલાલની દ્રષ્ટી દીનકરના ડગલા પર ગઇ આ બંન્ને મિત્ર એક બીજાની વસ્તુ પોતાનીજ સમજતા તે બે વચ્ચે કંઈ અંતરપટ હતો નહી. જેથી કેશવલાલે પેલા કોટનો ખીસો તપાસ્યો તો તેમાંથી મણીની લખેલ પત્રીકા તેને હાથ પડી ખોલી વાંચી ખુશી થયો અને બોલવા લાગ્યો. અહો! આશું શું તેની લખવાની ખુબી વાહ આતે કોણ હસે ખરેખર આ વાક્યો કહી આપે છે કે તે સ્ત્રી ઘણીજ ચપલ હોવી જોઇએ, એટલું બોલી ઈશ્વર પ્રત્યે કહેવા લાગ્યો હે પ્રભુ મારા સદ્ગુણી મિત્રને તું આ સ્ત્રી જલદી મેળવી આપીશ તેના ભવિષ્યનો ભરથાર બનાવજે આમ બોલ્યો તે દીનકરે સાંભળ્યું તુરત પાસે આવી કહ્યું.

**દીનકર**—મીત્ર શું લવોરી કરે છે

**કેશવલાલ**—કંઇ નહીં

**દીનકર**—તે પ્રભુ પાસ શું માગણી કરી

**કેશવલાલ**—તે તો ચણુરજ દાસી છે તેને જલદી મેળવે તેજ માગણી કરી.

**દીનકર**—કોની દાસી.

**કેશવલાલ**—દાસી તેના ધારેલ પ્રાણ પતીની

**દીનકર**—તેનો પ્રાણ પતી તે કોણ.

**કેશવલાલ**—આ પત્રીકાનો ગ્રહણ કર્તા બોલો આ કોનાપર આવેલછે

**દીનકર**—બાઈ આવી છે તો મારાપર

**કેશવલાલ**—ત્યારે તમારીજ દાસી

**દીનકર**—વલી તે ચીઠી તાહરે હાથ ક્યાંથી પડી

**કેશવલાલ**—તે તો અનાયાસે મલી ચડી

**દીનકર**—ઠીક છે લાવો તે મને પાછી આપો

**કેશવલાલ**—બંધુ આપુ પણ મને સઘલી વાત કરો

દીનકરે તેને આગલ બનેલ સઘળી વાત કહી અને કહ્યું ચાલ તૈયાર થા આપણે જઇએ તે હવે ચાર વાગતે આજે આપણને

ભૂવનેશ્વરી મલવાની છે તમે એને ઓળખતા હશો નહી.

**કેશવલાલ**—બરોબર નહી પણ પેલા નેમચંદની દીકરી તો નાહોય

**દીનકર**—ભાઈ તે હું જાણુતો નથી

**કેશવલાલ**—મારા ધારવા મુજબ તે હોવી જોઇએ અને એજ હોય તો બંધુ એ મણી રૂપી રત્ન તમને મળે તો હું

તમોને ભવિષ્યના ભાગ્યશાળી સમજું છું.

**દીનકર**—એમ ત્યારે તે જાતે કેવા છે

**કેશવલાલ**—મિત્ર આપણાં નાતીલાંજ છે

**દીનકર**—હેં ! વાહ ત્યારે મારા મનમાં તેજ શંકા હતી

**કેશવલાલ**—શકા લાવવીજ નહી હવે થોડા વખતમાં લગનોતરી લ્યો

**દીનકર**—ભાઈ તેમ થવામાં હજુ બહુ વિટંબનાઓ વેઠવી જોઇશે

**કેશવલાલ**—વિટંબના શાની તેજ હોય તો તો હજુ તે કુંવારીજ છે અને તેનાં માબાપ રાત દહાડો તેને માટે યોગ્ય વરની શોધમાંજ છે.

**દીનકર**—ત્યારે તો તે કામમાં તમે મને આધાર રૂપી થશો.

**કેશવલાલ**—આધાર રૂપી શુ મારી ફરજ છે તે બજાવીશ તેમાં વલી આધાર શું.

**દીનકર**—વારૂ ગાડી જોડાવો. બહુ વાર થઇ

કેશવલાલે તુર્ત ગાડી જોડાવી બંન્ને મિત્ર તેમા બેશી ભૂવનેશ્વરી જવા નીકલ્યા અને છપાટાબંધ માતાના દેવલ લગભગ આવી લાગ્યા અત્રે મણી તથા વીજલી મોર બપૈઆ જેમ વરસાદની રાહ જુએ તેમ રાહ જોતાં રસ્તા સામુ ટગર ટગર એકી નજરે જોઇ રહ્યા છે.

એટલામાં દીનકરની ગાડી આવી પહોંચી. નજર કરતાં કેશવલાલે તેને ઓળખી અને તેજ છે આવું દીનકરને કહ્યું મણીને શંકા પડી અને વીજલીને પૂછ્યું બેન બીજું કોઇ સાથે છે વીજલી કહે હશે કોઇ તેનો મિત્ર હશે દીનકરે ગાડીમાંથી ઉતરી મણી સાથે પ્રેમ દ્રષ્ટી કરી સામસામા નેનકટાક્ષે હાવભાવ મળ્યો પરસ્પર બન્ને જણુ એક બીજાનો કર ઝાલી એક રૂખડાના વૃક્ષ તલે વાત ચિત્ત કરવા બેઠા.

**મણી**—કેમ પતી શું પૂછવા વૃતી છે.

**દીનકર**—કંઇ નહી હું તારી સઘલી હકીકતથી મારા મિત્ર તરફથી વાકેફ થયો છું.

**મણી**—પ્રાણનાથ તે મિત્ર કયા

**દીનકર**—સામે આવેલ છે તેજ

**મણી**—વારૂ તે તમારા મિત્ર છે

**દીનકર**—હા પ્રીયા

**મણી**—ત્યારે મે તેમને બહુએ વખત જોયા છે

**દીનકર**—જોયા હશે

**મણી**—ચાલો હવે આપણે દરશન કરવા જઇએ

**દીનકર**—ચાલો

બંને જણ માતાનાં દરશન કરવા ગયાં ત્યાં જઇ દીનકરે મણી પ્રત્યે કહ્યું પ્રીયા આપણા જોડાને નિરવિઘ્ને પરણાવી સુખી રાખવા. માતા પાસે સ્તુતી કરીએ મણીએ કહ્યું ઘણું સારૂં પ્રાણનાથ આમ બોલી બંન્ને નીચે મુજબ સ્તુતિ કરવા લાગ્યાં.

## ભુજંગી છંદ.

માતા ભવાની તને નમન કરીએ, છબી તાહરી મનમાં આજ ધરીએ
અખીલ વિશ્વમાં માત તું તો વસી છે, છબી તાહરી અમ અંતર દસીછે
અમ માગણી માત તું મન ધરજે, હરી દુઃખ આ જોડને સુખ કરજે
તેમે લવી જોડ સજોડ સારી, હવે લગન કર જલદી માત મારી.
વખી હોંશથી પુંજીએ ચર્ણ તારાં—કરદુર સૌ દુઃખ માતા અમારાં
અમ માંત પિતાના મનમાં વસીને—ફરજ પાડ અમ લગન કરવા ફસીને

**દીનકર**—ચાલો પ્રીયા હવે જઇએ.

**મણી**—બહુ સારૂં પ્રીયતમ ચાલો.

આ બાજુ ધીજલી કેશવલાલ તથા પોતાના ઘોડાને પરસેવો લુછી એકાદ બે થપાટા મારી ટટાર કરી જોગાણુ ખવરાવી નવરા થયેલ બે કોચમીન એ ચારે જણુ એક બાજુ વાવ પર બેઠા છે. અને માતાના વર્ણનની વાતો કરે છે. એટલામાં મણી તથા દીનકર દેવલમાંથી બહાર આવી એક બાજુ દુર એક વૃક્ષની સુંદર છાંએ

બેઠા અને મણી સામુ જોઈ દીનકર બોલ્યો

**દીનકર**—પ્રીય ખરેખર હું મારા મિત્રના કહ્યા મુજબ ભવિષ્યનો ભાગ્યશાળી બનીશ.

**મણી**—કેમ વારૂ આટલું બધું,

**દીનકર**—સાંભળ પ્રીયા મનુષ્ય ધારે તે કરી શકે છે વળી હિંમત- વાન પુરૂષ ધારે તો નાગના માથા પરની મણી યુક્તિથી કે શુરાતનથી મેળવી શકે છે પ્રબળ હિમતવાન પુરૂષ ધારે તો શેષ નાગના માથા પરની સ્ફટીક મણી મેળવી શકે છે પણ તું મણીરૂપી રત્ન મેળવવા પ્રભુ મને જ ભાગ્યશાળી બનાવવાનો હશે કે શું.

**મણી**—આટલું બધું વાહ વાહ તમે તો વખાણના વૈરસાદ વરસાવ્યા.

**દીનકર**—નહિ પ્રીય તારૂ રૂપ ખરેખર તેવુંજ છે.

**મણી**—સૂર્યનું બીજું નામ દીનકર તે સૂર્ય પોતાના કીર્ણોથી આખી પૃથ્વી જે શુશોભીત બનાવી રહ્યા છે તે મત મોહીન કરે આ નગરી શોભાવી દીધી છે અને તમારા પ્રકાશથી હું દાસીને ઘેલી બનાવી દીધી છે આશા છે કે હું લાડકવાઇ પુત્રીની અરજ ધ્યાનમાં લઇ મારા પિતા. તમારા સાથ મારી હસ્ત મેળાપ કરશે પણ તે લોભને વશ છે જેથી તેનાથી ઉલટુ કરે તો શું ઉપાય યોજવો મારા પ્રાણ મણીએ યુક્તિથી પુછ્યું.

**દીનકર**—મહારા ઉપાય મારા હૃદયમાં સમાયલા છે પણ તેમ થયે તમે શું કરો મારી વ્હાલી.

**મણી**—પૃથ્વી રસાતાલ જાય સમુદ્ર મર્યાદા મુકે સૂર્ય પશ્ચિમ ઊગે ચંદ્રમા પોતાની શીતલતા બંધ કરે તો પણ હું તમારા શિવાય બીજા કોઇને પરણનાર નથી તથા મારો આપે ગ્રહેલહસ્ત બીજાને ગ્રહણ કરવા દેનાર નથી ઉપરાંત મનસા વાતસ અને કર્મસા ત્રણ પ્રકારે સ્ત્રી પુરૂષનું વરવું બને છે તેમાંથી હું તમારી સાથ મનસા તથા વાતસાથી વરી ચુકી છું કર્મથી વરવું ફક્ત બાકી છે પણ પ્રભુ તેમાં અડચણ લાવશે નહી અને લાવે તો. આ પૃથ્વીપરના સઘળા પુરૂષને ભાઇ અને બાપ સમાન ગણી. મારી જીં-

હગી કુવારી ગુજારીશ પણ તમારા શીવાય બીજાને વરીશ નહી.

**દીનકર**—શાબાશ મારી વાલી પ્રીયા મારો પણ તારા જેવો જ દ્રઢ નિશ્ચય છે અને તું મલીશ. પ્રભુ તને ન મેળવે તો આ દુનીયા પરની સઘળી સ્ત્રીને મારી ભગની સમાન ગણી યોગી બની જવા આકાંક્ષા ધરાવું છું.

**મણી**—ઠીક છે ઇશ્વર સહાય છે જેથી સર્વ સારાવાનાં થશે અને પ્રભુ નિરવિઘને આપણાં લગ્ન કરશે હું આજથી મારા ઘરમાં વાત ઉચ્ચારીશ. તમે પણ તે જ પેરવીમાં રહેજો. ચાલો હવે બહુ વાર થઇ એમ કહી પેલાં ચાર જણ બેઠાં છે તે તરફ ગયાં કોચમીનને હુકમ થતાં ગાડીઓ તૈયાર થઇ એટલે તેમાં બેશી દીનકર તથા કેશવલાલ જંગલ રસ્તેથી અને મણી તથા વીજળી સીધે રસ્તેથી પોતાને ઘેર આવ્યાં.

---

## પ્રકરણ ૨ જું.

રાત્રી થતાં વાળુ કરી મણી ધારેલ પતીનું સ્મરણ કરતી ઇશ્વર પ્રત્યે તે મેળવવા વારંવાર માગણી કરતી નીદ્ર દેવીને તાબે થઇ સવાર થયું સર્વ જાગૃત બન્યાં મણીની માએ ટાઇમ થતાં રસોઇ નીપજાવી નેમચંદ શેઠ દુકાનેથી ઘેર આવ્યાં. અને જમવા બેઠા. ત્યારે મણીની મા જેનું નામ કસ્તુર હતું તે બોલી,

**કસ્તુર**—પ્રીય પ્રતી આપણી મણી હવે યોગ ઉમરની થઇ છે વળી દીન પ્રતીદીન મોટી થતી જાય છે તો હવે તે વેવીશાળ વિવાનું કંઇ ધાર્યું કે નહી.

**નેમચંદ**—હા ઘણું જાણું છું કે છોડી મોટી થઈ છે વળી મોટાં છોરૂ સાસરે સારાં પણ શું કરૂં હાલમેં સટામાં પૈસો બહુ ગુમાવ્યો છે વળી દુકાનમાં પણ દીન પ્રતીદીન ખોટ જતી જાય છે તો હવે મને કોઈ ગ્રહસ્થ મન માનતા પૈસા આપે તોજ ત્યાં પરણાવવા વિચાર છે.

**કસ્તુર**—વલી દીકરીના પૈસાથી પૈસાદાર થવા ઇચ્છા રાખો છો તે હું બીલકુલ પ્રસંદ કરતી નથી.

**નેમચંદ**—ત્યારે શું કરૂં મારો બીજો ઉપાય નથી.

એટલામાં મણી પૂર જોસથી બોલી ઊઠી પ્યારા પિતા દુનીયામાં વિશ્વાસઘાત ચોરી છીનાળી વગેરે પાપોમાં નીચલાં વિક્રયના પાપો મુખ્ય ગણ્યાં છે.

૧ કન્યા વિક્રય. ૨ હય વિક્રય ૩ દાસી વિક્રય ૪ ધમયા વિક્રય ૫ ચોરી વિક્રય.

ઉપરનાં સઘળાં પાપોમાં કન્યા વિક્રયનું પાપ મુખ્ય ગણાય છે વળી એક વિદ્વાને કહ્યું છે કે કન્યા પૈસાથી નિર્વાહ ચલાવનાર પિતા તેની દીકરીનું કાળજું કોતરી ખાય છે. માતા માંસ, અહાર કરે છે અને ભાઈ ભાંડુ તેના રૂધીરનું પાન કરે છે જેથી કન્યા વિક્રયનો પૈસો અતી ધીક્કાર યુકત છે. એટલુંજ નહી પણ તે પૈસાથી નાત વરો થઇ જે જમણવાર જમાય છે તે જમણ પણ માંસ તુલ્ય છે વળી એક નાની સરખી વાણીયાની વાતમાં જણાવે છે કે તે વાણીયો વૃદ્ધાવસ્થાનો થતાં સુધી તેને કશું સંતાન હતું નહી. આથી સ્ત્રી પુરૂષ અતી ઉદાસ રહેતાં હતા. અને દોરા ધાગા વગેરે બહુ બહુ કરી થાકયાં પણ પ્રભુએ તેની સામું જોયું હતું નહીં. આખર એક ઉપાય નહી રહેતા તેણે કાયર થઇ એક મુસલમાનના કહેવાથી પીરને સવાશેર માંસની માનતા કરી પ્રભુ ઇચ્છાએ તે સફળ થઇ અને વાણીયાણુને પુત્ર રત્ન નવ માસ થતાં પેદા થયું આ જાણી વાણીયો ખુશાલી સાથ માનતાની દીલગીરીમાં પડ્યો ઉત્તમ દેહ હવે તે વસ્તુ હસ્ત ગૃહણ કરવી વલી કોઇ જાણેતો કજેતી એટલે તેણે જોશીઓ તે પૂછવા માંડયું આખર એક વિદ્વાને તેને કહ્યું કે શેઠ કન્યા વિક્રયના પૈસાથી થતા નાતવરાના જમણ માંહેથી તમો સવાશેર જમણ લાવી ધરી આવો તો માની લેશે વાણીયે કબુલ રાખ્યું અને પડોશમાં તેવું વિક્રય જમણ થતું હતું. ત્યાંથી માગી લાવી પીરને ધરી આવ્યો. તેને જોશીના બોલપર શંકા રહેતી. તેણે જરાવાર પછી પીરને ધરેલ પાત્ર સામે દૃષ્ટી કરી તો તેમાં ખરેખર માંસ બની ગયેલું જણાયું આથી તેની ખાત્રી થઇ કહો મારા પ્યારા પીતા કન્યા વિક્રયનું કેટલું પાપ છે, તેનો લ

ગારેક ખ્યાલ કરો મને લાગે છે કે મારૂં આ બોલવું આપના કઠોર હૃદયમાં હજુ ઉતર્યું નથી તથા આપણે હાલ તે રીવાજ દૂર કરવા જાતે શક્તિમાન નથી નાત કરેતોજ થઇ શકે પણ. પિતાજી ગુણીયલ કુલવાન વિદ્વાન યોગ ઉમેરતો ગોતી ન્યાતી રીવાજ મુજબ પૈસા લેઇ મને તેવા સાથ પરણાવશો એવી મારી નમ્ર માગણી છે. આટલુ બધું મણીનું બોલવું વૃથા ગયું અને તેના ક્રુર પીતાના મગજમાં વલી મણીના બોલે કશી અસર કરી નહી. અને તેની વહુ કસ્તુરને કહેવા લાગ્યો લે જોયું હું કહેતો હતો કે છોકરાને મોઢે ચડાવવાં નહી વળી વધારે ભણેલ વધારે બગડે તેમજ આ થયું કહેવત છે કે ખીચડી બગડે હલાવીને દીકરી બગડે મલાવી આમ બોલી મણી પ્રત્યે રીસ ચડાવી કહેવા લાગ્યો.

છકેલી અને ચાવલી છોકરી તારા પિતાના ધારેલ કામ કરવામાં તું આડે આવવા શક્તિમાન છું તેની વચ્ચે તારે બીલકુલ લવારી કરવાની જરૂર નથી. આ સાંભળી મણીએ નરમાશથી કહ્યું માહારા વાહલા પિતા આ દુનીયામાં ગાયને દીકરી જ્યાં દોરે ત્યાં જાય તેવું છે. પણ મને તો તમે કાપી નાંખો ઉડાંજલમાં ઉતારો ગમે તે દુઃખ આપો તે ખમવા તૈયાર છું પણ મારા દિલ પ્રસન મારા હૃદયમાં ઠસેલા ભરથાર સિવાય બીજા કોઇને પરણનાર નથી તમો ધારો તો મને લોભને વશ થઇ આંધળો લુલો લંગડો બહેરો મુંગો વૃદ્ધ અભણ અજડ સાથે પરણાવો તો શું હું તેવા સાથ પરણીશ બીલકુલ નહી વાહ મારા વાલા પીતા મને લાડ લડાવી નાનપણથી ઉછેરી હવે લક્ષ્મીના લોભથી મને ઉંડા કુવામાં ઉતારવા ધાર્યું કે શું પિતા તમારી મારા પ્રત્યેની પ્રીતી ક્યાં ગઈ અરે પૈસો કોઇનો સગો નથી દુનિયા સઘળી પોતાના સ્વાર્થમાં રચી મચી રહીછે.

મણીના ભાષણથી તેને કશી અસર થઈ નહીં, અને બોલ્યો. છકેલી છોકરી તુંતો કહીશકે મને પરનાતીલા ગુણવાલા સાથે પરણાવો તો કેમ મણીએ કહ્યું મારા વહાલા પિતા હું એવી નીચ નથી આપણી ખાસ નાત માંહેલો રૂપવાન ગુણવાન તથા યોગ ઉમરનો મને પરમેશ્વરે મેળવી આપ્યો છે અને તેમ થયે તમારી આબરૂ વૃદ્ધી પામવાની છે.

**નેમચંદ**—છોકરી પોતાની જાણે ભરથાર ખોલી કાઢવા તને શું હક છે.

**મણી**—પુજ્ય પિતા આપણી નાતના રીવાજ મુજબ કરો નહી.

**નેમચંદ**—ત્યારે કેમ એમ કર્યું.

**મણી**—પ્યારા પિતા તે ભૂલ ખાતર ક્ષમા માગું છું.

**નેમચંદ**—કસ્તુર પ્રત્યે તે છોકરીને મોઢે ચડાવા તો આ તેના પરિણામ ચાખજો જાતે વર શોધ્યો. અરે એ તેને ક્યાં મળી હશે શા રીતે તેણે એમને ઓળખ્યો અરે પણ તે વાત કોઇએ જાણી હશે. તો મારી આબરૂ શું રહેશે હાય મારૂં નામ બોળ્યું આવ એ નીચને કંઇ શીખામણ દે મને વખત થવાથી હવે હું દુકાને જાઉંછું. અને આજથી તેનો બરોબર બંદોબસ્ત રાખજે તેમને એકલી કોઇ જગ્યાએ એ જવા દેઇશ નહી આટલું કહી ચાલ્યો ગયો.

**કસ્તુર**—મણી પાસે આવી અને તેને પૂછવા લાગી.

**કસ્તુર**—કેમ બેન આજે આટલાં બધાં અમર્યાદાવાલા ભાષણ તારા પિતા સાથ કર્યાં

**મણી**—બા કેમ કરૂં જેને બોલતા હતા કે તને ગમે ત્યાં પરણાવીશ

**કસ્તુર**—પણ હવે શું કરવું છે.

**મણી**—કરે શું હું બીજા સાથે પરણવાની નથી ઉપરાંત તેમ કરશો તો હું કુવે પડી કે ઝેર ખાઇ તમોને મારો જીવ દઇશ મારા કુ પીતાને હત્યા દેતી જઇશ.

**કસ્તુર**—હે મારી વ્હાલી પુત્રી તેમ ન કરીએ બા.

**મણી**—તો મારી માગણી કબુલ કરો.

**કસ્તુર**—ઠીક તારા બાપને સાંજે આવવા દે.

નેમચંદ દુકાને ગયો અને ત્યાં બેઠો છે એટલામાં તેને એક માણસે આવી કહ્યું કે આજે મહાજનના વંડા મહી દિવસના ચાર વાગતે મિસ્તર તારાચંદના કરેલ ગુનાનો ફેંસલો આપવા નાત ભેગી થવાની છે માટે ત્યાં તે ટાઇમે પધારશો. નેમચંદે વારૂ કહ્યું પેલો માણસ ચાલતો થયો આ તરફ દીનકરને પણ તેજ કહેણ આવ્યું ચાર વાગ્યા ઉપર વર્ણવેલ શહેરની પશ્ચિમે સુંદર સરોવરને કિનારે શુશોભિત મહાજનની ધર્મશાળા છે ત્યાં આગળ સર્વ ગૃહસ્થો ભેગા થઇ બેઠા છે એટલામાં સભાનું પ્રમુખપદ ધરાવનાર ત્યાં આવી પહોચ્યા જ્ઞાતીના સુધારા વધારા સંબંધી કેટલુંક વિવેચન થયા બાદ

ગુનેહ ૨ તારાચંદને ભરાયલી સભા વચ્ચે ઉભો રાખવામાં આવ્યો પ્રમુખે તારાચંદને પૂછયું.

**પ્રમુખ**—કુળઠીણુ કુપાત્ર છોકરા તેં ગ્નાતી વિરૂદ્ધ પગલું કેમ ભર્યું

**તારાચંદ**—આપની ગ્નાતીના હાલના કઢંગા રિવાજથી હું તદન વિરૂદ્ધ છુ.

**પ્રમુખ**—તો નાત તને યોગ્ય શિક્ષા કરશે.

**તારાચંદ**—તે ખમવા તૈયાર છું પણ હું મારા અત્રે બિરાજેલા સભાસદો પ્રત્યે બે બોલ બોલવા રજા માગું છું.

**પ્રમુખ**—વારૂ બોલો.

## તારાચંદનુચં પુર્નલગ્ન સંબંધી ભાષણ.

આપણી ગ્નાતી તથા કેટલી હિંદુ ઉતમ ગ્નાતી અસલી ખોટા રિવાજને વળગી પુનરલગ્નને ધિક્કારે છે તો પુનરલગન નહી થવાથી વિધવા બાલીકાઓને કેટલી વિટંબનાઓ વેઠવી પડે છે તેનો લગારેક ખ્યાલ કરો. કામ અંધ છે વલી દરેક વિધવા કંઈ શુદ્ધ સતી હોતી નથી અને ન હોય તેને માટે કશું નવાઇ જેવું છે નહી વિચાર કરો કે પુરૂષને સ્રી કરતાં નવમે દરજે કામ કમતી છે તે પોતે પોતાની એક સ્રી ગૂજરી જતાં માસ છ માસે કે બાર માસે તુર્ત બીજી પ્રેમદા પરણી લે છે સ્રી બીચારી જેને પુરૂષ કરતા નવ ગણો કામ વિષેષ તેને બીજો ભરથાર પરણવા તદન મના આ રીવાજ દુનીયાદારીથી ઉલટો છે આથી વિધવા બાલા કુકર્મ કરે તેમાં કંઈ નવાઈ જેવું નથી વલી તેમ થયેલાં બે યા ઓછે વખતે તે બાલાને ગર્ભ રહેતાં લોક લજ્યાને લીધે દવા દારૂ કરી ગર્ભ પેચના મહા પાપમાં પડે છે તેમ કરતા દવા લાગુ ન પડી અને ગર્ભાશયને નુકશાન ન નડે તો પુરા માસ થતા પહેલા જાત્રા યા બીજું બાનું કાઢી નીકલી જઈ અવતરનાર બાળકની હત્યા કરે છે કોઇ બાળાને તેનાં સાસુ સસરાં માબાપ કે કોઈ દેશ પરદેશ જવાના કહેતો તે અબલાનો એકે ઉપાય નહી રહેતાં ઝેર ખાઇ અથવા તો પોતાની જીતેન્દ્રીમાં અફીણ પેરી મરી જાય છે સભાસદો આમ થતાં ગર્ભ પેચ, બાલહત્યા આત્મઘાત વગેરે પાપો નાતમાં ઉપરા છાપરી થતાં હશે અને થાય છે તો પણ તમે તે રીવાજને કેમ વળગી રહો છો વળી પુનરલગ્ન ભગવાનને પણ

પ્રીય છે કારણ કે વાલીને પોતાના તીક્ષ્ણ બાણુથી હણી તેની સ્ત્રી સુગ્રીવને પરણાવી તેજ રણધીર રામચંદ્રે દશાનંદના દશે શિષ્યો કાપી તેની સ્ત્રી વિભીષણને પરણાવી જેથી પુનરલગ્નનો ચાલ ધિક્કાર યુક્ત નહી પણ આપણી ગ્નાતીને ગૃહણ કરવા યોગ્ય છે આ સાંભળી જેને પુનરલગ્ન પ્રીય હતાં તેવા જુવાન તથા વૃદ્ધ તાલી પાડી કરરોજ જોઇએ તેમ બૂમ પાડી ઉઠયા.

પ્રમુખે કહ્યું હાલ તે રિવાજ બહાર પાડવો ભૂલ ભરેલો છે. અને તમે આ કૃત્ય કર્યું તે ખાતર તમને નાત નાત બહાર મુકે છે આ સાંભલી તારાચંદ કશું બોલ્યો નહીં અને દીનકર ઉભો થઇ બોલ્યો.

## દીનકરનું પુનરલગ્નથી થતા ગેર ફાયદાનું ભાષણ તથા કન્યાવિક્રય નહી કરવાની માગણી.

**દીનકર**—મારા શાણા સદ્દગૃહસ્થો તથા પ્રમુખ સ્થાને વિરાજેલ વડીલ પ્રત્યે મારે બે બોલ કહેવા ઉમેદ છે તો રજા આપશો.

**પ્રમુખ**—બોલો

**દીનકર**—મિસ્તર તારાચંદનું બોલવું વૃથા ગયું અને તેના બોલે આપણા મનને કશી અસર કરી નહી તેનું કારણ ફક્ત એટલુંજ કે આપણી ગ્નાતીમાં પુનરલગ્નનો ચાલ હાલ નહી બહાર પાડવાનું કારણ એજ છે કે આ દુનીયામા રૂપ અને ગુણથી એક બીજા પુરૂપ ચડતા ઉતરતા હોય છે કોઇ બાલાને પોતાના પતી કરતાં વિશેષ રૂપ ગુણવાલો મલી આવે તો તે બાળા તેનાપર મોહીત થઇ પોતાના હાલના પતીને મારી નાંખવા કોશિશ કરે અને અવશ્ય મારેજ પછી રૂપ ગુણવાળો ધાર્યો હોય તે સાથ પુનર્લગ્ન કરે આથી નાતમાં ઉપરા છાપરી ખુન થવા માડે સબા- ખાદો સ્ત્રી પોતાના પુરૂષને મારે, હા કેમ નહી મારે, માર- વાનું કારણ માત્ર એટલુંજ કે આપણી ગ્નાતીમાં છોકરા છોડીના લગ્ન વેવિશાળનું કામ માવિત્ર પોતાને માથે વોરી લે છે તેમાના કેટલાક લોભને વશ થઇ કેટલાક કોઇના સમજાવ્યાથી પોતાની રત્ન સરિખી પુત્રી પથરા સાથ પટકી પાડે છે કેટલાક પિતા કુળવાનની છોકરી લેવાના

લોભથી કુબજા જેવી પોતાને છોકરાને સોંપે છે કહો બધુ તેમના મન શી રીતે મળે તે મન ન મલે તો પરસ્પર પ્રીતી બંધાય પ્રીતી ન બંધાય ત્યારે તેને મારે અને પોતાને પસંદ ભરથાર સાથ પુનરલગ્ન કરે તો મારી પહેલી માગણી એજ છે કે સ્ત્રી પુરૂષે અરસ પરસ પ્રસન કરી એક બીજાએ ઈચ્છીત. વરવું બીજું હાલ આપણી ગ્નાતીમાં કન્યા વિક્રયનો ચાલ વધી ગયો છે તેથી ગરિબના છોકરા વાંઢા પોતાની જીંદગી કાઢે છે તવંગર પોતાના છોકરાને પરણાવતાં ગરિબી હાલતમાં આવી પડે છે આવા કારણોથી આપને યોગ્ય લાગે તે ઠરાવ કરવા મહેરબાની કરશો, એટલું બોલી બેશી જવા રજા લઉં છું.

સભાસદને તથા પ્રમુખને દીનકરનું બોલવું પ્રીય લાગ્યું અને નાત રીવાજમાં ઘટતો સુધારો વધારો કર્યો નેમચંદના જાજા રૂપેઆ લેવાના સઘળા વિચાર અફળ ગયા. સભા વિસરજન થઈ સર્વે સૌને ઘેર ગયાં તથા દિનકરનું સારૂં ભાષણ જોઈ નેમચંદ ને તેના પર ચાહના થઇ

---

## પ્રકરણ ૩ જું.

### એક અકસ્માત—ખુન.

એક વેલા દીનકર તથા તેનો મિત્ર કેશવલાલ પગે ચાલી જંગલ તરફ ફરવા જતા હતા. ચાલ્યા જાય છે એટલામાં થોડે દુર દોડજોરે મારા પતીને મારી નાખ્યા તેવી કરૂણા જનક બુમ સંભલાઇ દીનકર તથા કેશવલાલ જે તરફ અવાજ આવ્યો તે બાજુ દોડયા તો તેમણે એક મુસલમાનને ખુને છરે બીકભેર નાસતાં જોયો તે થોડી વારમાં કયાં ગયો તેની કશી ખબર રહી નહી, જરા આગળ ચાલી જુએ છે, તો એક ખાડામાં એક અબળા પોતાના ખોળામાં પોતાના પતિનું માથું લઈ પારાવાર રૂદન કરતી જોઇ બંને મિત્ર તેની પાસે ગયા દીનકરે પૂછ્યું.

દીનકર—બેન તમે કાણ છો

બાઇ—રડતાં રડતાં ભાઈ અમે વાણીયા છીએ.

**દીનકર**—બેન આશું તમે કેમ બહુ રૂઓ છો.

**બાઇ**—બાઇ થોડી વાર પહેલા કોઈ મુસલમાને મારા પતીને મારી નાંખ્યા.

**દીનકર**—દીલગીર થઇને અરે પ્રભુ બેન શાવતી માર્યા, વળી તેને આ કૃત્ય કરવાનો હેતું શું.

**બાઈ**—બાઈ છરાવતી માર્યા હેતું હું સમજતી નથી.

**દીનકર**—શબને સંભાળી જુએ છે તો તેની આંખોમાં છરાના બે ઘા દીઠા ફરી. તપાસ કરીને જુએ છે તો તેની પડખાની નસોનો જથો બહાર આવી પડેલો જોયો આથી જાણ્યું કે આ માણુસને પડખામાં છરો મારેલ છે અને તેથી તેનો પ્રાણુ નીકળી ગયો જણાય છે, દીનકરે પેલી બાઇને ઘણી હિંમત આપી રડવા ના કહ્યું અને કહ્યું બેન હોય જેવા આપણાં સંચિત. ઇશ્વરના ઘર આગળ કોઇનો ઉપાય નથી પણુ તમારાં દયા જનક રૂદન ઉપરથી હું મારી હિંમત નાંખી કહું છું કે મારાથી બનતી મદદ કરી તે લુચ્ચાને તેના કરેલ કર્મનો ફળ ચખાડવા ચુકીશ નહી.

**બાઇ**—રડી પડીને અરે ભાઈ પણુ હવે હું મારા પતીનું મોઢું ભાલીશ.

**દીનકર**—કંઈ નહી બેન ઇશ્વરઇચ્છા હવે તમારાં સગાં વહાલાં નાત જાત હોય તે મને કહો જેથી તેને બોલાવીએ

**બાઇ**—ના ભાઈ મારે સગું સંબંધી નાત જાત કશું નથી અમો ફક્ત બે જણુ હતાં તેમાંથી હું અભાગણી એકલી પડી એમ કહી આંસુ લુછી નાંખી હિંમત લાવી દીનકરને કહ્યું ભાઇ આ શબની તપાસ રાખજો હું જંગલમાંથી લાકડાં લઈ થોડા મુદતમાં આવું છું.

**દીનકર**—કેમ વારૂ લાકડાનું અત્યારે શું કામ છે.

**બાઇ**—બાઇ મારે હવે જીવીને શું કરવાનું છે હું મારા પતી સાથે બળી મરીશ.

**દીનકર**—નહી બેન તેમ ન થાય પછી તમારી મરજી મુજબ કરવામાં અમે આડાં નહી આવીએ પણુ હાલ તો આ ખુનની તપાસ કરવામાં તમારી જુબાનીની જરૂર પડશે.

**બાઇ**—ના ભાઇ મારે તેવું કશું કરવું નથી તેનાં કર્યા તે ભોગવશે

**દીનકર**—એન ચાલે નહી. તેમ કહી કેશવલાલને ઇશારો કરે છે, જેથી તે ફોજદારને બોલાવવા ગયો મહેરબાન ફોજદાર સાહેબ ખુનની વાત સાંભળી તુર્તેત્યાં પધાર્યા, બાઇ કેશવલાલ તથા દિનકરને કેટલુંક પૂછ્યું અને પોલીશને હુકમ કરી તે લાશને હોસ્પીતાલમાં મોકલવાનું કર્યું, અને કેશવલાલ દીનકર તથા બાઇ પોલીસ સાથે શહેરમાં આવ્યાં અને લાશ પણ હોસ્પીતાલમાં પહોંચી ચુકી, દાક્તરે તપાસ કરતાં મરનારની આંખ પર છરાના બે ઘા દીઠા તથા એક ઘા પડખામાં હતો જેનાથી મરનારની નસો તુટી પ્રાણ ગયેલ હતો, વગેરે તપાસ કરી લાશને બાળી નાંખવા હુકમ કર્યો દીનકરે પેલી બાઇની ગરીબાઇ જાણી પોતાને ખર્ચે અગ્નીદાહ દેવરાવ્યો તથા બાઇને પોતાને ઘેર રાખી તથા પોતાને પદરને ખર્ચે કોર્ટમાં કેશ ચલાવ્યો.

કેશવલાલ દીનકર તથા બાઈની જુબાની પરથી ફોજદારને જણાયું કે મારનાર જાતે મુસલમાન છે અને આ ત્રણેમાંથી એકે માણસને તેનું નામ ઠામ આવડતું નથી પણ દીનકરે કહેલું હતું કે હું તેમને જોએ ઓળખું છું જેથી તેમણે વારંટ કઢાવી સાથે પોલીસને લઇ ફરતાં બે ચાર દહાડે ખુની હાથ લાગ્યો દીનકરે બતાવતાં પોલીસે તેને પકડયો, અને પોલીશ કોર્ટમાં લાવ્યા ત્યાં તેમને ગુનો મનવતાં લાયક શિક્ષા થતાં તેમણે કબુલ કર્યું ફોજદારે ધારાસર જુબાની લીધી અને મુદત આવતાં સુધી ગુનેહગારને તુરંગમાં નાખવામાં આવ્યો વાદી તથા વાદીના શાક્ષી દીનકર અને કેશવલાલને સમંધ પહોંચ્યા, મુદતનો દિવસ આવતાં વાદી બાઇ ગંગા પુરૂશોતમને કોર્ટમાં ઉભી રાખવામાં આવી દુઃખીયારી ગંગા કોર્ટ વચ્ચે ધ્રુમરો તાણી ઉભી અને તેની જુબાની લેવી શરૂ થઇ.

**ન્યાયાધીશ**—બાઇ તારૂં નામ શું.

**બાઇ**—મારૂં નામ ગંગા પુરૂશોત્તમ.

**ન્યાયાધીસ**—ઉમર.

**ગંગા**—વીસ વર્ષ.

**ન્યાયાધીસ**—તમે કેવા છો.

**ગંગા**—વાણીયાં

**ન્યાયાધીસ**—બોલ બાઈ જુઠું બોલું તો મને પૂછે.

**ગંગા**—હું જુઠું બોલું તો મને પરમેશ્વર પૂછે.

**ન્યાયાધીસ**—મરનાર તમને શું થતો.

**ગંગા**—સાહેબ મારા ઘરના ધણી હતા.

**ન્યાયાધીસ**—તમારૂં ત્યાં જવું કેમ બન્યું હતું.

**ગંગા**—સાહેબ સોમવતીઅમાસ હોવાથી અમે સંગમ નાવા ગય હતાં.

**ન્યાયાધીસ**—પછી શું બન્યું.

**ગંગા**—અમે નાહી પાછા ફર્યાં અને જંગલ નજદીક આવી પહોંચ્યા, એટલામાં એક મુસલમાન ઉઘાડેછરે મારા પતીપર ધાયો.

**ન્યાયાધીસ**—શા માટે ધાયો.

**ગંગા**—તે હું જાણતી નથી.

**ન્યાયાધીસ**—પછી શું થયું.

**ગંગા**—મારા પતી પોતાના બચાવ અર્થે તેની સામે થયા.

**ન્યાયાધીસ**—પછી.

**ગંગા**—ત્યારે તેમણે મારા પતીને બાથ બીડી રસ્તા નીચે સુધી બંને જણ લડતા લડતા ગયા ત્યાં એક ખાડો છે તેમાં મારા પતીને પછાડી આંખેમાંને પડખામાં ઉઘાડા છરા માર્યા.

**ન્યાયાધીસ**—કેટલા છરા માર્યા.

**ગંગા**—સાહેબ તે મને ખબર નથી.

**ન્યાયાધીસ**—ખબર કેમ ન હોય તમે હાજર હતાં નહી ?

**ગંગા**—સાહેબ તે વખત હું બાવરી બની ગઈ હતી, અને મને બીલકુલ શુદ્ધી હતી નહી.

**ન્યાયાધીસ**—પછી શું બન્યું.

**ગંગા**—મેં બુમ મારી એટલે બે વણીક પુત્ર જેમાંના એકનું નામ દીનકર અને બીજાનું નામ કેશવલાલ છે તે ત્યાં આવી પહોંચ્યા તે આવે છે તેટલામાં ખુની નાશી ગયો.

**ન્યાયાધીસ**—તે આવ્યા ત્યારે તું શું કરતી હતી.

**ગંગા**—મારા પતીનું માથું ખોળે લઇ બેઠી બેઠી રડતી હતી.

**ન્યાયાધીસ**—સામો માણસ જાતે કેવો હતો.

**ગંગા**—મને મુસલમાન જેવો લાગ્યો.

ન્યાયાધીસ—પછી તે કયાં ગયો.

ગંગા—તે નાશી ગયો.

વકીલ—રસ્તાપરથી તારો પતી અને સામો માણસ લડતા લડતા ગયા તે ખાડો રસ્તાપરથી કેટલો દૂર હશે.

ગંગા—આશરે ૨૦ કદમ.

વકીલ—તે ખાડો કેવા દેખાવનો હતો.

ગંગા—ચોરસ.

વકીલ—તે વખત કેટલા વાગ્યા હતા.

ગંગા—આશરે ૯ થયા હશે.

વકીલ—વારૂ

એટલામાં દીનકર રૂપચંદ તેમ બોલતાં દીનકર કોર્ટમાં હાજર થયો.

ન્યાયાધીશ—તમે કેવા છો.

દીનકર—વાણીયા.

ન્યાયાધીશ—તમે શું ધધો કરો છો.

દીનકર—સાહેબ વિધાભ્યાસ કરૂં છું.

ન્યાયાધીસ—બોલ હું ખોટું બોલું તો મને પરમેશ્વર પૂછે.

દીનકર—હું ખોટું બોલું તો મને પરમેશ્વર પૂછે

ન્યાયાધીસ—તમે મરનારને ઓળખો છો.

દીનકર—હાજી હવે ઓળખું છું.

ન્યાયાધીસ—એમ કેમ.

દીનકર—પહેલાં મરનાર કોણ છે. તે હું જાણતો હતો નહી, પણ પાછળથી ગંગાએ ઓળખાણ આપતાં હું તેને સારી રીતે ઓળખું છું.

ન્યાયાધીશ—તે જાતે કેવા હતા.

દીનકર—વાણીયા.

ન્યાયાધીસ—તમારે શું સગા થાય.

દીનકર—સાહેબ કંઈ નહી.

ન્યાયાધીસ—તમારૂં ત્યાં જવું કેમ બન્યું હતું.

દીનકર—સાહેબ કંઈ નહી

ન્યાયાધીસ—તમે ખુન થયું કેમ જાણ્યું.

દીનકર—ગંગાની બૂમ સાંભળી અમો તે તરફ દોડયા રસ્તામાં

એક મૂસલમાનને અમે ઉઘાડે છરે નાશી જતાં જોયો.
અને પાસે જતાં મરનારની લાશ જોઇ.

ન્યાયાધીશ—દોડનાર માણુસ કોણુ હતો.

દીનકર—સાહેબ તારાચંદનું ખુન કરનાર,

ન્યાયાધીશ—તમે કેમ જાણ્યું કે તે ખુન કરનાર છે.

દીનકર—સાહેબ તેના હાથમાં ખુલ્લો છરો હતો વળી તે બીક
ભેર નાસ્તો હતો

ન્યાયાધીશ—દોડયાથી અને ઉઘાડે છરેથી ખુન છે, એમ કેમ માન્યું

દીનકર—સાહેબ બાઇના બોલ ખુનીની તે વખતની સ્થિતીને
મળતા હતા.

ન્યાયધીશ—મરનારને તે વખતે શુદ્ધી હતી કે નહીં.

દીનકર—સાહેબ કશી નહી.

ન્યાયધીશ—ત્યાર પછી શું નીપજ્યું.

દીનકર—બાઈ બળી મરવા તૈયાર થતાં મે તેને અટકાવી અને
કેશવલાલને કહેતા તે પોલીસ ફોજદારને બોલાવી લાવ્યો.

વકીલ—તે રસ્તો રાહદારીનો હતો કે વીકટ.

દીનકર—સાધારણ વીકટ

વકીલ—ત્યાંથી કોઇ માણુસ જોવામાં આવતાં કે નહી.

દીનકર—કોઈ નહી.

વકીલ—ખુન રસ્તા પર થયું કે આજુબાજુ,

દીનકર—રસ્તાથી થોડે દુર એક ખાડામાં એક તરફ રૂધીર પડેલું
હતું તે પર માખી બણબણાટ કરી રહી હતી તેથી મારી
ખાત્રી છે કે ખુન ખાડામાં જ થયું છે.

વકીલ—તે ખાડો રસ્તાથી કેટલો દુર

દીનકર—આશરે ૨૦ કદમ

વકીલ—તે ખુન કેટલે વાગે થયું.

દીનકર—નવ વાગે

પછી કેશવલાલને બોલાવી તેની જુબાની લેવી શરૂ કરી.

ન્યાયાધીશ—તમો કેવા છો.

કેશવલાલ—વાણીયા

ન્યાયાધીસ—શું ધંધો કરો છો,

કેશવલાલ—વિદ્યાભ્યાસ કરૂં છું.

ન્યાયાધીશ—ઉમર
કેશવલાલ—૨૦ વર્ષ
ન્યાયાધીસ—બોલો હું ખોટું બોલું તો મને પરમેશ્વર પૂછે.
કેશવલાલ—હું જુઠું બોલું તો મને પ્રભુ પૂછે
ન્યાયાધીશ—તમે દીનકરને ઓળખો છો.
કેશવલાલ—હાજી
ન્યાયાધીશ—તેને ને તમારે શું સંબંધ છે.
કેશવલાલ—સાહેબ મારે અને તેને મિત્રતાનો હક છે.
ન્યાયાધીશ—ગઇ અમાસને દહાડે તમે દીનકર સાથે ક્યાંથી ક્યાં સુધી હતા.
કેશવલાલ—સાહેબ સવારના ૭ થી સાંજના ૩ વાગતા સુધી
ન્યાયાધીસ—તમો તથા દિનકર તે દહાડે બહાર કાંઇ ગયા હતા.
કેશવલાલ—હાજી અમો જંગલ તરફ ફરવા ગયા હતા.
ન્યાયાધીસ—તે અરસામાં તમે કંઇ જોવેલ.
કેશવલાલ—હા સાહેબ એક વણીકને મરણને શરણ થયેલ જોયો
ન્યાયાધીસ—કેમ જાણ્યું કે મરણ પામ્યો છે.
કેશવલાલ—અમો એ તેની પાસે જઇ જોયું હતું.
ન્યાયાધીસ—તમે ત્યાં કેમ ગયા.
કેશવલાલ—સાહેબ તેની ઓરતની બુમ સાંભળીને
ન્યાયાધીશ—તેને કોણે માર્યો
કેશવલાલ—એક મુસલમાને માર્યો
ન્યાયાધીશ—મરનારની લાશ રસ્તા પર હતી કે આજુબાજુ
કેશવલાલ—સાહેબ રસ્તાથી થોડે દુર એક ખાડામાં હતી.
ન્યાયાધીસ—તમે લાશની પાસે જઇશું કર્યું.
કેશવલાલ—બાઇને સઘળી હકીકત પુછી.
વકીલ—તમો પાસે ગયા ત્યારે ગંગા શું કરતી હતી.
કેશવલાલ—મરનારનું માથું ખોળામાં લઇ રડતી હતી.
વકીલ—તે વખત મરનારને શુધ્ધી હતી કે નહી
કેશવલાલ—રસ્તાથી થોડે દૂર ખાડામાં
વકીલ—રસ્તાથી કેટલે દૂર
કેશવલાલ—આસરે ૨૦ કદમ
વકીલ—કેટલે વાગે

**કેશવલાલ**—નવ વાગે

વકીલ—નરમ થઇ ગયો બાઈ તથા આ બંને જુવાનીયા મિત્રની જુબાની મળતી આવી તેથી ખાત્રી થઇ કે ખરેખર ખુન તો તેજ માણુસે કર્યું છે.

વાંચનાર હવે કોર્ટ વચ્ચે ખુનીને ઉભો રાખવામાં આવ્યો અને મહેરબાન ન્યાયાધીસ તેમની જુબાની લે છે.

**ન્યાયાધીસ**—તારૂં નામ શું

**ખુની**—મારૂં નામ શેરબેક તુરમામદ.

**ન્યાયાધીસ**—શું ધંધો કરે છે.

**શેરબેક**—કશો નહીં

**ન્યાયાધીસ**—ત્યારે શું ખાય છે.

**શેરબેક**—સાહેબ. મને વખતપર આજ મલી આવે છે.

**ન્યાયાધીસ**—તારી ઉમર.

**શેરબેક**—૩૫ વર્ષ

**ન્યાયાધીસ**—તેં પોતેજ ખુન કર્યું

**સેરબેક**—હાજી

**ન્યાયાધીસ**—શામાટે

**શેરબેક**—પેટ વાસ્તે

**ન્યાયાધીસ**—ખુન કરવામાં પેટને શું સબંધ છે.

**સેરબેક**—મને તે ખુન કરવામાં એક માણુસે અમુક લાલચ આપી હતી.

**ન્યાયાધીસ**—તે માણુસનું નામ તથા તે તે કેવો છે તે જણાવ

**શેરબેક**—જાતે વાણીયો. તથા તેનુ નામ કરમચંદ છે.

**ન્યાયાધીસ**—તેણે તને શું લાલચ આપી હતી.

**શેરબેક**—મને ૫૦ રૂપૈઆ ઠરાવ્યા હતા.

**ન્યાયાધીસ**—તને પહેલા કશું આપેલ કે નહી.

**સેરબેક**—સાહેબ ફક્ત એક બાટલી બીર પાયો હતો.

**ન્યાયાધીશ**—તે કેમ જાણ્યું કે આ વખતે ખુન થશે.

**શેકબેક**—મને કરમચંદ બોલાવવા આવ્યો હતો અને તેણે મારે ત્યાં આવી કહ્યું કે તારાચંદ તથા ગંગા સંગમ નાવા ગયા છે અને હવે તું જા

**ન્યાયાધીસ**—પછી

**શેરબક**—પછી હું મારા હથીયાર લઈ જંગલ રસ્તે ચાલતો થ-યો થોડે દૂર જઈ તારાચંદનો રસ્તો રોકી બેઠો એટલામાં તારાચંદ તથા ગંગા આવ્યા મેમરનારને હાંક મારી મારી સામે થવા કહ્યું તે મારી સામે થયો મે ક્રોધના વેશમાં તેની આંખોમાં છ છરાના ધા કર્યા અને એક ધા. તેના પડખામાં કર્યો જેથી તે બેશુદ્ધ થઈ પૃથ્વી ઉપર પડયો અને હું બીક ભેર દોડયો એટલે તેની ઓરતે બુમ મારી તોબે વાણીયા ત્યાં જલદી આવ્યા તે મને સામા મળયા હું નાશી ગયો અને તે તો મરનાર ત-રફ ગયા.

વાંચનાર ખુનીએ પોતાનો ગુનો કબુલ કર્યો તેને ફાંસીના સજા થઈ પણ. કરમચંદ ભાઇના ભોગ મળ્યા. તેનાં પાંચે પાપ આ જગ્યાએ પ્રગટ થયાં તેના પર વારંટ નીકળ્યું ભાઈશ્રીને પ-કડયા મુદતપર હાજર થયા જમીનપર છોડવામાં આવ્યો મુદત આ-વતાં દુષ્ટ કરમચંદે પોતાના સગા સંબંધીમાંથી એક જુઠો શાક્ષી ઉભો કર્યો અને મુદત. પુરી થયે શાક્ષી. સહ વર્તમાન કોર્ટમાં હા-જર થયો કરમચદની જુબાની લેતાં શાક્ષીને તેનાથી અદૃશ્ય રા-ખવામાં આવ્યો.

**ન્યાયાધીસ**—તમારૂં નામ.

**કરમચંદ**—મારૂં નામ કરમચંદ તલકચંદ.

**ન્યાયાધીસ**—શું ધંધો કરો છો

**કરમચંદ**—વેપાર

**ન્યાયાધીસ**—ઉમર

**કરમચંદ**—૨૮ વર્ષ

**ન્યાયાધીસ**—તારાચંદનું ખુન તમે કરાવ્યું

**કરમચંદ**—ના સાહેબ

**ન્યાયાધીસ**—ત્યારે કોણે કરાવ્યું.

**કરમચંદ**—તે હું જાણતો નથી,

**ન્યાયાધીસ**—તમારેને તારાચંદને આગળ કોઈ વખત બોલ ચા-લ કે તકરાર થયેલ.

**કરમચંદ**—ના સાહેબ.

**ન્યાયાધીસ**—તમે ગયા માસની અમાસને દહાડે તારાચંદને જો-

યો હતો.

**કરમચંદ**—ના સાહેબ તે દહાડે હું બહાર ગામ ગયો હતો

**ન્યાયાધીસ**—કયે ગામ ગયા હતા.

**કરમચંદ**—અંહીથી આઠ કોશપર પર્વતપુર ગયો હતો

**ન્યાયાધીસ**—શા માટે ગયા હતા.

**કરમચંદ**—ઉઘરાણીયે ગયો હતો,

**વાદીનો વકીલ**—તમે ત્યાં જવા કયે દહાડે નીકલ્યા

**કરમચંદ**—ચૌદશને દહાડે સવારે નીકલ્યો હતો.

**વકીલ**—તમે કોને ત્યાં ઉતર્યા હતા.

**કરમચંદ**—મારા સંબધી ડુંગરશી તેજપાલને ત્યાં ઉતર્યા હતો

**વકીલ**—તે અંહી હાજર છે.

**કરમચંદ**—હાજી

**વકીલ**—તમો ચૌદશને દહાડે કયારે પહોંચ્યા.

**કરમચંદ**—બાર વાગે.

**વકીલ**—પછી ત્યાંથી અહીં તરફ કયારે રવાને થયા.

**કરમચંદ**—પડવાને દહાડે સવારના આઠ વાગે આટલી જુબાની લઇ તેને પુર્વતા બંદોબસ્તમાં રાખી ડુંગરશી તેજપાળને બોલાવ્યા.

**ન્યાયાધીસ**—તમે કેવા છો.

**ડુંગરશી**—વાણીયા.

**ન્યાયાધીસ**—ઉમર.

**ડુંગરશી**—૩૫ વર્ષ

**ન્યાયાધીશ**—ધંધો

**ડુંગરશી**—વેપાર

**ન્યાયાધીસ**—કરમચંદ તમારે કંઇ સગો થાય,

**ડુંગરશી**—હા સાહેબ મારા થોડે દુર સાલા થાય.

**ન્યાયાધીસ**—કરમચંદ તમારે ત્યાં ગયા માસમાં કોઇ દહાડો આવેલ

**ડુંગરશી**—હાજી

**ન્યાયાધીસ**—કયે દિવસ આવ્યા હતા.

**ડુંગરશી**—ચૌદશને દિવસ આવ્યા હતા

**ન્યાયાધીસ**—પછી કયે દીવસ ગયા.

**ડુંગરશી**—પડવાને દીવસે.

**વકીલ**—ચૌદશને દહાડે કેટલે વાગે આવેલા

**ડુંગરશી**—સાંજના પાંચ વાગે

**વકીલ**—પડવાને દહાડે કેટલે વાગે ગયા

**ડુંગરશી**—બપોરના બાર વાગે.

**વકીલ**—તે ત્યાં શા માટે આવ્યા હતા.

**ડુંગરસી**—મેમાન તરીકે.

વકીલે ન્યાયાધીસ સામું જોયું અને તેની પોથરાતી શાક્ષી તથા જુબાનીમાં ફેરફાર જાણવાથી કરમચંદને સખ્ત મજુરી સાથે ૭ વરસ જેલમાં મોકલાવ્યો તથા ડુંગરશીને ખોટી શાક્ષી પૂરવા સબંધી યોગ્ય દંડ થયો. ગંગા બીચારી પોતાના પતીના મરણ પાછળ ઝેર ખાઈ મરી ગઇ.

વહાલા વાંચનાર ઉપર નામ આવ્યાથી તેં જાણ્યું હશે. પણ પુર્ણ વાકેફ કરૂં છું. મરનાર તારાચંદ આગળ પુનરલગ્ન માટે સભામાં નાનબહાદરની શિક્ષા પામનાર તેજ તેની સાથે લગનથી જોડાનાર આ બાઈ ગંગા હતી તે ગંગા દુષ્ટ કરમચંદને પહેલી વખતના પરણેતરની બાબી થની હતી તેણે આમ ફરી લગ્ન કર્યાથી કરમચંદને ઝેર આવવાથી તારાચંદને મરાવી નંખાવ્યો હતો.

---:o:---

## પ્રકરણ ૪ થું.

નેમચંદ શેઠે પ્રાતઃકાળ થતાં ગોરને બોલાવ્યો હરિશંકર ગોર આવ્યા તેને શેઠે કહ્યું બાઇ પેલા રૂપચંદ શેઠના ચી. પુત્ર દીનકર વેરે આપણી મણીનું વેવિશાળ કરવું છે તો તેના ગ્રહરાશી જોવો જોઇએ.

ગોર—ધનમકર-મીન ધનમકર મીન મેષ કુંભ વરખ કન્યા તુલ-સિંહ વાહ કાકા બહુ સારૂં જોડું મળ્યું બંન્નેના ગૃહ બહુ સારા છે.

કસ્તુર—જોજે હો ભાઈ બરોબર જોજે

ગોર—અરે તેમાં તે વલી કહેવું પડે.

નેમચંદ—ઠીક છે ચાલ લે ત્યારે આ શ્રી ફલ લઇ રૂપચંદને ઘેર જા અને કહેજે કહી તમારા ચી. પુત્ર દીનકર વેરે અમારા શેઠ નેમચંદે તેની સ્ત્રી ચી. પુત્રી મણીના વેવિશાળનું શ્રી ફળ મોકલ્યું છે,

ગોર—વારૂ કહી ત્યાંથી શ્રીફળ લઇ વિદાય થયો અને રૂપચંદને ત્યાં આવી લાગ્યો રૂપચંદે તેમને જોઈ માન મુદિત બે સારી—આગમન કારણ પૂછયું ગોરે કહ્યું શેઠ ભાઇના વેવિશાળનું શ્રીફળ લાવ્યોછું.

રૂપચંદ—કોને ત્યાંથી.

ગોર—નેમચંદને ત્યાંથી.

રૂપચંદ—વારૂ ઘણું સારૂં તેમ કહી તેની વહુ અમૃતને કહે છે લે ભાઇના વેવિશાળનું શ્રીફળ આ ગોર લઇ આવ્યા છે.

અમૃત—બહુ ખુશી થવા જેવું સ્વામીનાથ પણ કોના ઘેરના.

રૂપચંદ—પેલા નેમચંદને ઘેરથી

અમૃત—તેને તો એકજ પુત્રી છે પેલી મણી કે નહી

ગોર—હા કાકી તેજ કેવી રૂપાળી અને ગુણીયલ છે.

અમૃત—હા ભાઇ હું ક્યાં નથી જાણતી બહુ ચપળ અને શાણી છે.

ગોર—લ્યો હવે જલદી વધાવો આ અમૃત ચોવડીયું છે.

અમૃત—હા ભાઈ લે બોલાવું દીનુભાઇને તેમ કહી દીનકરને બોલાવી સઘળી વાત કરે છે દીનકર અંતરમાં આનંદ પામે છે અમૃત સગા વહાલાને બોલાવી દીનકરને બાજોઠે બેસારી શ્રીફળ વધાવે છે. ગોરને દક્ષણા આપી મર્દ આ વેલ સ્ત્રી પુરૂષોને સાકર વહેંચે છે સાકર વહેંચાઈ રહ્યા બાદ ગોરને રસોઇ કરવા સીધાં ભરી આપે છે ગોર રાંધી

જમી આશીર્વાદ આપી ઘેર જાય છે.

વહાલા વાંચક શંકા શીલ બનીશ નહી કારણ કે દેશ નાત-રીતના રૂપૈઆ લેવા સંબંધી દીનકરના ભાણુથી અમુક લેવા ઠ-રાવ થયો હતો. જેથી તેમાં જોક બીજા વેવાઇઓને પુછ પરછ કરવા પણ હતું નહી, ત્યાર બાદ અઠવાડીયા પછી મણીને શુભ દીવસે ચુંદડી ઓઢાડી નેમચંદના ઘર તરફથી દીનકરને ગળવન કરવા એક દિવસ આમંત્રણ આવ્યું અને દીનકર તે દિવસ જમવા પોતાને સાસરે ગયો, જમી રહ્યા બાદ તેની સાસુએ નાતરીત મુજબ પાંચ રૂપૈઆ ભાણુામાં મુકયા. દીનકરે તે લીધા. અને ઉઠી પાસેના હોલમાં પોતાના કપડાં પહેરવા ગયો, નેમચંદ હજુ દુકાનેથી આવેલ હતો નહી. મણીની મા જમવા બેઠી એટલામાં એકાંત જોઇ મણી ખુશી થતી દીનકર પાસે ગઈ અને કહ્યુ.

**મણી**—પ્રાણનાથ ઇશ્વરે આપણી ધારેલ ધારણા પાર પાડી. કેમ

**દીનકર**—હા પ્રીયા.

**મણી**—સ્વામીનાથ ઇશ્વર ભોજન પીરસવા વખત આપશે પણ હાલ તો મારા હાથની આ પાનપટી ખાઓ. એમ બોલી પાન આપે છે.

**દીનકર**—બહુ સારૂં પ્રીયા લાવ.

એટલામાં કસ્તુરબાઈ કંઈ કાર્ય સબબે બહાર આવી લાગ્યાં તેણે ઉપરનો બનાવ જોયો મણીએ તેની માને જોઇ તુરત શરમાઈ ચાલી ગઇ, તેની મા પણ પસ્તાતી પાછળ પાછી ચાલી ગઇ દીનકર કપડાં પહેરી રજા માગી પોતાને ઘેર આવ્યા ઘરે આવી એકાંત સ્થાનમાં બેશી મણીની પટી આપવા વખતની પ્રીતી યાદ લાવી અતી ખુશી થાય છે એટલામાં તેનો મિત્ર કેશવલાલ આવે છે

**દીનકર**—આવો મારા દોસ્ત.

**કેશવલાલ**—હા બાઇશ્રી.

**દીનકર**—કેમ બંધુ છો તો મજામાં કે.

**કશવલાલ**—હા ભાઈ તમે મજામાં કેની.

**દીનકર**—અમે તો સદા મજામાંજ છીએ.

કેશવલાલ—કેમ સાસુને ત્યાં જમી આવ્યા.

દીનકર—હા ભાઇ.

કેશવલાલ—હાથ ધોવરામણુ શું આપ્યું.

દીનકર—પાંચ રૂપૈઆ.

કેશવલાલ—એમ વેવાણુ ભલાં દેખાયછે પણુ તેની પ્રીતી તમારા પર કેવી છે તેતો કહો.

દીનકર—માઇ ઘણીજ પ્રીતી

કેશવલાલ—વારૂ ઠીક તમારા સ્વસુર મળેલા.

દીનકર—ના ભાઇ તે હજુ દુકાનેથી આવ્યા હતા નહી.

કેશવલાલ—મારી ભાભી.

દીનકર—બસકર તે વાત. કયાં ઉઠાવી.

કેશવલાલ—કેમ એમ વલી વાહ, હવે તો કંઇ મોઢે ભાર આવ્યો કે શું.

દીનકર—તેમાં વલી ભાર શાનો.

કેશવલાલ—કેમ નહી પહેલાં તો આટલી બધી શરમ હતી નહીં.

દીનકર—રાખવી જોઇએ ભાઈ

કેશવલાલ—પણ કોની પાસે મારા આગળ તો બનેલી હકીકત કહેવી જોઇએ.

દીનકર—આજે એવો જાણુવા લાયક બનાવ બન્યો નથી.

કેશવલાલ—પણુ કાંઇક

દીનકર—હું જમી કપડાં પહેરતાં તે આવી મને પાન આપવા જાય છે એટલામાં તેની મા આવી જતાં તે શરમાઈ ચાલી ગઈ.

કેશવલાલ—વાહ જાણુવા લાયક બનાવ બન્યો નથી આ બનાવ શું જેવો તેવો ગણુાય.

દીનકર—જેવો ગણુ તેવો.

કેશવલાલ—પણુ તેની માએ શું કર્યું.

દીનકર—તે પણુ બીચારી શરમાઇ ગઇ શું કરે.

**કેશવલાલ**—વાહ જોવા જેવું બની ગયું હે.

**દીનકર**—હશે ક્યાં કોઇક હતું.

**કેશવલાલ**—ના હતી તો તમારી પ્યારી.

**દીનકર**—ત્યારે પછી.

**કેશવલાલ**—ઘણુ ખુશી થવા જેવું ઠીક લ્યો બેસો હું હવે જઇશ.

**દીનકર**—કેમ આટલી વારમાં

**કેશવલાલ**—ભાઇ મારે સેજ કામ છે.

**દીનકર**—બહુ સારૂં આવજો હો,

**કેશવલાલ**—વારૂ.

વૈશાખ સુદ ૪ ના શુભ મહુરતનાં લગન જોવરાવી નેમચંદે લગ્નોતરી મોકલી તે રૂપચંદ શેઠે વીધી સાથ વધાવી લીધી હવે મણીના માવિત્રે વડી પાપડ થવા લાગ્યા. મણીના મનને પોતાને લાયક અને મન પસંદ ભરથાર મલવાથી અતી આનંદ થયો નેમચંદ શેઠે સુશોભીત મંડપ રચ્યો.

ચોથને દિવસે જાન જોડી સગા સંબંધી સહીત તૈયાર થઇ રૂપચંદ શેઠ દીનકરને પરણાવવા નીકલ્યા સામઇયુ કરી નેમચંદ શેઠ જાનને આપેલ ઉતારે મોકલાવે છે. અઘોળ, અલવો, કલવો થઇ રહ્યા બાદ નાયરૂં થવા વખત થતાં દીનકર જાનડીઓ સાથ પોતાના સસરાના ઘર નજદીક આવી લાગે છે તોરણ બહાર વર માચી પર વરરાજા ઉભા છે તેમને કસ્તુર બાઇ પોંખવા આવે છે.

બ્રાહ્મણ—ખુશીના પોકાર કરી રહ્યા છે બૈરીઓ ગીતની ધમાલ મચાવી રહી છે મંડપની આજુબાજુ તથા મંડપ વચ્ચે વીજલીની બત્તી જબકી રહી છે

ગોર નીચે મુજ બોલતાં દીનકરને પોંખાવે છે

**શ્લોક.**

આવી છે વર પોખવા કારણે મલપતી સાથે સરવ સુંદરી
લીધું ધુંશળ મુશળને રવાઈ ઇંડી પીડી ત્રાકશું
ધાલ્યો ધાટ ગળા મહી નહી નહી મોઢે લેઈ કાચળી
તાણ્યું નાક સરવ દેખતાં નહી નહી કુરવનો ન મંગલ.

પોખાઇ રહ્યા પછી દીનકરને મંડપ વચ્ચે પધરાવવામાં આવ્યો અને ગોર મોઢેથી કન્યા પધરાવો સાવધાન એમ બોલે છે એટલે કન્યાને લાવી સામી બાજોઠ પર બેસારે છે ગોરદેવ વરમાલા આરોપે છે ત્યાર પછી વરના જમણા હાથમાં મણી ને હાથ મુકી માંહે રૂપૈઓ લગ્નોતરી મુકી કે તે પર દીનકરની પીછોડી ઢાંકે છે.

પ્રીય વાંચનાર હસ્ત મેલાપ થયો મણી તથા દીનકરની ટેક પ્રભુએ પાર પાડી બન્ને જણ મનમાં અતી આનંદ પામ્યા સર્વે લોક પણ આવું જોડું મલવાથી ખુશી થયાં દીનકરે ધીમે રહી મણીનો પોંચો દાબ્યો મણી ખુશી થઈ દીનમણી આનંદે પરણ્યા જાન ઉંધલાવી વેવાઇઓ અરસપરસ ભેટી જુદા પડયા મણીની સખીએ મણીને સાસરે રીધાવતાં કેટલીક અમુલ્ય શીખામણો દીધી સર્વ પાછા વળ્યા જાન ઘેર આવી રાત્રી થતાં શયન. ગૃહમાં દીનકરના પલંગ પર ગુલાબ મોગરા ચંપા ચંબેલી વગેરે. ના અંતરો છંટાઇ રહ્યાં છે ઘણી સુશોભીત વીજલીની બત્તી જળકી રહી છે તથા પલંગ પર આબેહુબ શોભી નીકલનારી મચ્છર દાની તે પલંગને શોભાવી રહી છે. દીનકર પ્રીયાની રાહ જોઇ પલંગ નજદીક એક આરામચૈર પડેલી છે. તે પર બેઠો ઘણી વાર થતાં નહી આવવાથી પાસેના મેજમાંથી એક રસીલું પુસ્તક લઈ વાંચવાની લહેરમાં પડયો અક્ષરો ચડપા ચડપ ચાલ્યા જાય છે પ્રષ્ટો જપાટા બંધ ઉકલતાં જાય છે વાચેલ લીટી દ્રષ્ટીથી દુર થતી જાય છે પ્રેમ રસના ઘુટડા તેના હ્રદયમાં સ્પર્શ કરતા જાય છે અને એક ચિતે વાંચવામાં લુબ્ધ બની ગયો છે તેવામાં રૂપ ઝુમ ઠુમ ઠુમ કરતી અને ચરણની આલીંગના કરતા છવીટીયાના ચટકારા કરતી તથા હાથની દરિયાઇ મહેલ તથા હીરા માણેકની બંગડીના પટકારા કરતાં જેણે કંચાંમાં ઉચો રેશમી ચરણીયો પહેલો છે તથા ખુબ સુરસ લીલી સાડી ઓઢેલી છે તે સ્ત્રી હાથમાં ઝારી તથા નિર્મળ જળનો લોટો ગ્રહી ચતુર કામની હાથણીની પેઠે ડોલતી દીનકર સનમુખ આવી.

વાંચનાર વીરા ખરેખર તે વખતનો દેખાવ જાણે સાક્ષાત પાર્વતીજી શંકર સનમુખ આવ્યાં હોય યાતો જાનકીજી રઘુવિર

રામચંદ્રની પાસે આવી કંઇ આજ્ઞા માગતાં હોય અથવા ઇદ્રાણી ઈંદ્ર પાસે ગાન કરવા આવી હોય યાતો સ્વર્ગની અપ્સરા મૃત્યુ લોકના માનવીને મોહ પમાડવા આવી હોય તેવુંજ સ્વરૂપ આ વખત પ્રીય મણીનું દેખાતું હતું.

આવું સુદર સ્વરૂપ જોઈ દીનકર અનહદ આનંદ પામ્યો તથા આખા શયન ગૃહમાં આનંદ આનંદ થઇ રહ્યો ખરેખર થઇ રહે તેમાં કશો અદેશો આણવા જેવું નથી કારણ કે તેની પ્રથમથીજ અત્યંત પ્રીતી જામેલી હતી.

**મણી**—પ્રાણનાથ અભિવંદન કરૂં છું

**દીનકર**—આએ સતી.

**મણી**—આજ્ઞા પતી

**દીનકર**—આવ પ્રીય બેસ કહી બરબરડવા લાગ્યો વાહ પ્રભુ શી ખુબી રચી છે આ પ્રીયાના નખ ખરેખર કસ્તુરીની બરોબરી કરી શકે છે તેની આંગલીઓ ચોખાની શરસમા સરસ ચુંટી કાઢેલ શીંગો જેવી દેખાય છે. તેનો પોચો માખણથી વિશેષ કુણપ વાલો છે, તેને કાડે બંગડી કેવી શોભે છે તેની બાહુવે હેમનું કડું કેવું શુશોભીત લાગે છે તેની કાંચલી શરીરે ચોટતી તથા કરચલી રહીત વલી માંહે જીકજરી કેવાં ચળકે છે ખરેખર તે પહેરનારી મુજ પ્રીયા મણી તનેતો ધન્ય પણ તે કાંચલીના કર્તાને અતિ ધન્ય વાદ આપુ છું.

વાહ તારા કાન કણેરના પુષ્પથી વિશેષ શોભી રહ્યા છે અરે તારા માથાના વાલ ખરેખર રેશમની કેલ જેવા જણાય છે વખત પર તું તારો ચોટલો છુટો મૂકે તો નાગણી પણ શરમ યુકત થાય ખરી ઉપગંત તારાં મુસ્તકે વેણી કેવી દીપે છે વાહ તાહરૂં કપાળ કેવું વિશાળ દીસે છે વળી તેમાં હાજવું અતી ખુબ સુરત દેખાવ આપી રહ્યું છે તથા ચાંદલો આબેહુબ શોભી રહ્યો છે અહો તાહરાં નૈન ખરેખર કમાનની બરોબરી કરી શકે છે વલીતુંજ ચક્ષુ મૃગલીની પેઠે ચોમેર કટાક્ષ મારે છે વાહ તારૂં નાક સુડાની નાશીકા જેવુંજ છે અરે ગોરી તાહરાગાલ આગળ એક ગુલાબનું તરતનું ખીલેલું ફુલ ધરી સરખાવું તો તે બેમાં તાહરા

માલ ઉત્તમ નીવડશે વાહ પ્રભુ! આ પ્રિયની હડપચી તથા તેની અંદર દાડમ કલીમ ગોઠવેલી દાંત બત્રીશી કેવી સરસ લાગે છે વલી તેની આજુ બાજુ ગુલાબ રંગના પેઢા બહુ શોભી રહ્યા છે વાહ મારી વાલી પ્રીયા તાહરા ગલામાં નીલમણી હાર કેવો શોભે છે તાહરા ઉર ઉપર રહેલ બે શીખર રૂપી સ્તન વચ્ચેથી તારી સરિતા રૂપી મગ માળા સુમવાટ કરતી ચાલી જતી હોય તેમ જણાય છે. ઇશ્વરે તાહરૂં પેટ તારા શરિરની લાયકાત મુજબ ગોઠવ્યું છે ખરેખર પ્રીય તાહરી કેડ કટાર સમાન છે વલી તાહરા સાથલ કદલી સ્થંભની સરખાઈ કરે છે તાહરા ચરણમાં ઘુઘરાણા તથા આંગલીમાં કરડા છવીટીયા કોઈ કસબી સોનીએ તને શોભતાજ બનાવી આપ્યાં છે શાબાશ મારા નિરંજન નિરાકાર પ્રભુ હું મારી ખાત્રીથી કહું છું. કે મારી આ મણી રત્ન પ્રીયા ના દેદાર ઘડતા તને અતી વખત લાગેલ છે અથવા તું તે વખતમા અવકાશી હોવ તેમ જણાય છે.

**મણી**—કયારની આ બધું એક ચીત્તે સાંભલી રહી છે તે હવે બોલી પ્રાણનાથ આટલું બધું શું કોઇ ભાટની સોબતમાં વસ્યા લાગો છો અને તેથી તેની અસર આપી કે શું આમ વખાણના વરસાદ વરસાવી મુકયાં હું ઠીકરી દાસીના સ્વરૂપનું વર્ણન આપ આમ હદથી બહાર કરો છો તે જોઈ મને શરમ આવે છે.

**દીનકર**—નહી પ્રાય તાહરૂ સ્વરૂપ ખરેખર તેવુંજ છે.

**મણી**—બસ કરો પ્રાણનાથ તમે કયાં કમતી છો.

**દીનકર**—પણ પ્રીય તાહરા જેવું.

આમ બંને જણ પ્રેમરસની વાતો કરી વખત જતાં નિંદ્રાદેવીને તાબે થયાં રાત્રીના બાર વાગ્યા. માણસ પશુ પક્ષી સર્વ પોતાને સ્થળે શાન્ત પણે સુઈ રહ્યાં છે. ચોકી વાલા જાગતા સુવા ખુમ મારી રહ્યા છે આવી મધ્યા રાત્રીએ દીનકરના પલંગ પરની ખુશબોદાર અંતરોથી બે ભાન બની એક કાળીનાગણ દુષ્ટ ઈરાદે કોણ જાણે કયાંથી સુસવાટ કરતી આવી પહોચી અને જેમ શંકરના નાગપાસ બાણમાંથી છુટી રાક્ષસાના રૂધીરનું પાન કરવા જતી હોય તેવે વેગે ત્વરાથી દીનકરના પલંગ પાસે આવી પહોચી પુર્ણ

સુગંધ લેવા તરૂપ મારી પલંગ પર ગઈ અને ખુશાબોથી ખુશ થ ની ફેણ માંડી આમ તેમ ડોલવા લાગી દીનકરે ઉંઘમાં જરા પગ ઉંચો કર્યો. જે ો નાગણીના શરિરને લ ાર ઈજા થઇ તુર્ત તેને ગુસો ચડયો અ ો જોરથી દીનકરના ચરણુને ડંસ કરી દોડતી થઇ.

દીનકરની નીદ્રા ઉડી ગઈ ચડપ બેઠો થયો. ઓય બાપ બુમ મારત. મણી તુર્ત જાગી પ્રાણનાથ શું. આમ કહે છે એટલામાં તેણે ડંસ કરનાર નાગણીને જપાટાબંધ દોડતાં જોઇ પોતાનાં સાસુ સસરાને ખબર પડતાં તુર્ત ઉપર આવ્યા મણીએ દ્વાર ઉઘાડયાં કે તેઓ અંદર દાખલ થયાં અને જોયું તો દીનકરને કશી શુધ્ધી છે નહી મણી અમૃત વગેરે પારાપાર કલ્પાંત કરવા લાગ્યાં, આડોશી પાડોશી દાખલ આવ્યાં અને તેઓ સહુ રૂદન કરવા મંડી ગયાં જુવાનીયા નાગણીની શોધમાં પડી ગયા પણ તે જળના રેલા રૂપ નાગણી હાથ લગે ખરી કે.

બીલકુલ જણાઈ નહી પછી રૂપચંદ બેબાકળો કોઈ ઔષધીને બોલાવવા ચાલ્યો રાતના બીચારો ઘણાં ઘર ભટકયો પણ તેને ખરૂં ઔષધ જાણનાર વૈદ્ય મલ્યો નહી નિરાશ થઇ પાછો ફરતો હતો તેટલામાં કેશવલાલને ખબર પડવાથી તે જોસબંધ દીનકરના ઘર તરફ આવતો જણયો રૂપચંદ શેઠ તેને મલ્યા દીનકરના ખબર પુછયા તો કાંઈ કોશ વિનાનો જવાબ મલ્યો. ત્યારે કેશવલાલે કહ્યું તમો તેની આસનાવાસના કરવા ઘેર જાઓ હું ઔષધીને બોલાવી જલદી આવું છું,

**રૂપચંદ**—વારૂ કહી પાછો ઘેર આવ્યો.

કેશવલાલે પુછપર કરતાં એક જેર ઉતારવાનો અકસીર ઈલાજ જાણનાર તથા નાગોને ગુડથી વશ કરનાર તથા કરડેલ સર્પને પોતાની મોરલીના નાદથી પાછો બોલાવી ઝેર ચુસાવી લેનાર એક કંગાળી જેનું નામ જીવો કરીને હતું તેને ત્યાં કેશવલાલ આવ્યો ત્યાં જઈ જુએ છે તો કરંડીઆમાં પાલેલ સર્પને બહાર કાઢી ભક્ષ આપતાં એક દશ વર્ષની છોકરી તેણે જોઇ અને તે છોકરી દરેક નાગને તેનો ખોરાક ખવરાવી દુધ પાઇ માછીઆ લોકો જેમ જોખેલ પંડોળાને ઘરાક તરફ ફેંકે છે તેમ બલીજાને નાગને ભક્ષ કરાવી કરંડીયામાં ફેંકતાં જોઇ આવું જાણી કેશવલાલ હર્ષ પામ્યો, અને

તેના મનને ખાત્રી થઇ કે મારા મિત્રનું દુઃખ આ જીવો જરૂર મટાડી શકશે અહીં આવી નાની છોકરી નાગની આ પ્રમાણે રમત કરે છે, તો તેની શક્તિ કેટલી કેટલી હશે. આમ વિચારી તેણે જીવા કાકા એમ બુમ પાડી જીવો બહાર આવ્યો અને કહ્યું કેમ બચ્ચા અત્યારે આવવું પડ્યું કેશવલાલે કહ્યું મારા મિત્ર દિનકરને થોડી મુદત અગાઉ સર્પ ડંસ થયો છે, માટેતમોને બોલાવવા આવ્યોછું જીવો તુરત પોતાની મોરલી વગેરે લઇ તેની સાથે ચાલ્યો બંન્ને જણુ દિનકરને ઘેર આવ્યા અને જોયું તો દીનકરને કશી સુદ્ધી હતી નહી જીવાને સારો આવકાર આપી આસનપર બેસાડયો.

જીવાએ દીનકર સામુ જોઇ સર્વને કહ્યું ફીકર નહીં કરો હું આટલો દૂર બેઠો છું અને દીનકરને બીલકુલ ઔષધ લગાડયા સિવાય મારી મોરલીના નાદથી તે કરડનાર નાગણીને તમારી સમક્ષ હાજર કરી સઘળું ઝેર ચૂસાવી લઇશ. આમ કહી અફીણ ચઢાવી ચલમ ભરી બે ચાર ફુંક ગાંજો ચઢાવી જીવાએ પોતાની મોરલીનો નાદ શરૂ કર્યો આ મોરલીનો સ્વર સાંભળી બીન ધારતીએ શિકાર કરવા નીકળેલા બે ચાર મોટા ભોરીંગ જીવા સનમુખ આવી ફેંડ માંડી જેમ તબલચી ગાયનના સુરના પ્રમાણમાં મૃદંગ પર તાલ દે છે તેમ મોરલીના નાદ પર પોતાની ફેંણના તાલ દેવા લાગ્યા અને જાણે ગાંડા ઘેલા બની ગયા હોય તેમ ડોલવા લાગ્યા ત્યાં આવેલ સઘલા મનુષ્ય આશ્ચર્ય પામ્યા આવુ ગાન તાન તથા નાગની રમત રમાઇ રહી છે પણ પેલી દુષ્ટ નાગણીને તેની લગાર અસર થઇ નહીં. અને તેતો બીક ભેર પોતાના દરમાં પેશી રહી છે. કારણ કે તે જાણુતી હતી કે મારા કરેલ ગુનાનો સ્વાદ ચખાડવા કોઇ હુશીયાર વાદી આવી પહોંચ્યો છે જીવાએ ખુબ જોરથી પોતાની મોરલી ગજાવા મુકી આથી જંત્રના સ્વરથી વગડાના મૃગો જેમ જંત્ર વગાડનારના આસપાસ આવી વીંટલાઇ વળી જંત્રનો નાદ એકચિતે શ્રવણુ કરે છે તેમજ ઘણા નાના મોટા એરૂ જીવાની આસ પાસ વીંટલાઇ વળયા અને આમ તેમ ડોલવા લાગ્યા. બધાં માણુસો બીક ભેર આમ તેમ નાસવા લાગ્યાં જીવાએ નહી બીઓ કહી મણીને બોલાવી કહ્યું જે નાગણી કરડી તે તારી જોએલ છે મણીએ હા કહ્યું એટલે જીવે કહ્યું બેન આ માહે તે છે મણીએ આમ તેમ બધા સર્પ તરફ દ્રષ્ટી કરી પણ

પેલી ચકચકીત આંખો વાલી અને લાલચો ભવાલી દુષ્ટ નાગણી નજરે પડી નહી તેથી મણીએ કહ્યુ કાકા તે આમાં નથી જીવાને બહુ ખોજ ચડી તેણે મુઠ નાંખી સઘલા સર્પને વશ કરી પોતાની પાસે કરડીયો હાજર ન હોવાથી એક માટલામાં પુરી ઢાકણું બંધ કીધું અને છરી વતી એક રાડાના મલોખાંના ચાર કલમ બનાવી મંત્ર ભણ્યો કે ચાર કલમ ચાર દિશાએ ઉડી તેમાંની એક કલમ જ્યાં આપણી વાર્તાના નાયક દીનકરને મરણને શરણ કરી નાશી જનાર નામણી સંતાઇ પેઠી છે તે તરફ ચાલી અને તે નાગણી ના માથામાં ગોચાવા લાગી આથી નાગણી કાયર થઇ જીવાના શરણમાં આવી જીવાએ હુકમ કરતાં ત્વરાથી દીનકરના શરિરમાં પ્રસરેલ ઝેર ઘાયલ જગ્યા દવારે જરાએ જરા ચુશી લીધું દીનકર આળસ મરડી બેઠો થયો સર્વ લોક આનંદ પામ્યા જીવાએ નાગણી ને લઇ રૂપચંદ શેઠે તેને યોગ્ય પાઘડી આપી વિદાય કર્યો.

---

## પ્રકરણ ૫ મુ.

મણી ખુશી થઇ સર્વત્ર પોત પોતને ઘેર ગયાં પ્રાતહ કાળ થતાં સો સોને કામે વળગ્યાં હમેશ આનંદમાં દિવસ નીરગમન કરવા લગ્યાં દીનમણીની પરસ્પર પ્રીતી વધી પામી તેવામાં મણીને પીયરથી તેડવા આવ્યાં અને તે મને આણું વલાવી તેડી ગયાં થોડા દિવસનો સહવાસ પણ મણી અત્યંત પ્રીતી લગાડી ગયેલ હોવાથી દીનકરને કયાંઈ ચેન પડે નહી સર્વત્ર અડવું અડવું ભાસવા માંડ્યું તેમણે સ્કુલનો અભ્યાસ છોડી દીધો તથા કશો ધંધો કરવો. ગમતો નથી આથી તેના મા બાપની ધીમે ધીમે તે પરથી પ્રીતી કમતી થતી ગઇ કહેવત છે કે કમાઉ પુત્ર વહાલો લાગે આથી તેના માબાપ હમેશ તેને મેણા મારવા લગ્યાં મોઢે ચડી કહેવા લાગ્યાં કે કાંતો અભ્યાસ કર નહી તો વેપારમાં જોડા દીનકરને આ વચનો કડવા ઝેર જેવા લાગતાં હતાં તો પણ લાચારીથી સાંભળ્યા કરે છે આણીમેર મણી પણ પ્રીતીથી જુદી પડતાં અતી શોકાતુર રહે છે એક દહાડો પોતે એકદમ સ્થાનમાં પતીનું સ્મરણ કરતી બેઠી છે તેવામાં વીજલી આવી અને તેમણે પુછ્યું

**વીજલી**—કાંબા કયારે આવ્યાં ? સાસવેર કેવી સુખકારક

**મણી**—અતી સુખ કારક આજે જ આવી.

**વીજલી**—પણ આજે શોકમાં કેમ છો.

**મણી**—બેન મને મારા પતી વીન ચેન પડતુ નથી

**વીજળી**—લે તું જ પીયરવાળી સઘળી પરણાતી હશે તે પતી સાથેજ રહેતી હશે પીયર કદી નહી આવતી હોય કેમ.

**મણી**—મને તો મારા પતી સાથે રહેવું બહુ ગમે છે.

**વીજળી**—ઘેલી એમ તે હોય થોડા દહાડા અહીં રહો પછી આખો ભવ ત્યાંજ રહેવું છે ને

**મણી**—મનમાં વિચાર કરી બોલી પ્રભુ હાલ મળતું તો નહી બને પણ ચાલ પત્ર તો લખું એમ કહી વીજળીને કહયું બેન આજે એક કામ કરશો.

**વીજળી**—ફરમાવોને બેન મારી કયાં ના છે.

**મણી**—આજે તાહરા બનેવીને વલી એક ચીઠી આપી આવીશ.

**વીજળી**—ભલે લખો. આપી આવું.

**મણી**—એ પત્ર લખ્યો.

## ચીઠી.

પ્રાણપતી તમારા વિયોગથી મારૂં મન અતી દુઃખી રહે છે મને લગારે ચેન પડતું નથી માટે કંઇ ઉપાય શોધી આપણો મેલાપ થાય તેમ કરો એવી મારી નમ્ર માગણી છે એજ.

લી. આપની અર્ધાંગના મણી.

ઉપર પ્રમાણે લખી વીજળીને આપ્યો. વીજલી તે લઇ દીનકર અત્યારે વાડીએ મલશે તેમ ધારી વાડી તરફ ચાલી. ભોગ જોગે દીનકર તે વખત વાડીએજ જતો હતો તેથી તેણે તેને પેલી ચીઠી આપી દીનકર વાંચી આનંદીત બન્યો અને નીચે મુજબ લખે છે.

## પ્રતીઉત્તર.

પ્રાણ પ્યારી મારી પણ તારા જેવીજ ગતી થઇ છે તારા પ્રેમની પરિસીમા થઇ શકતી નથી મૃગલોચની તાહરા કમલરૂપી ચક્ષે મારા ભમર રૂપી મનને હવાઇ ખ્યાલોમાં ગોથાં ખાતું બનાવી દી-

ધું છે તં હવે સ્થિર થઇ ક્યારે બેસશે તે કહી શકાતું નથી તો પ
ણ ઉપાય યોજીશ એજ.

લી. દીનકર રૂપચંદ શાહ.

વીજલી તે ચીઠી લઈ મણી પાસે આવી અને તેમને આપી મણી વાંચી ખુશી થઈ પતીને પ્રેમ પત્રીકાને છાતી સાથ ચાંપી પ્રેમસાથ વાંચી આનંદીત બની પણ અંદર ખાને તેને દીનકરનો વિયોગ સાલવા માંડયો,

દીનકર પોતાને ઘેર આવ્યો જમ્યો અને પછી પોતાના રૂમમાં બેઠા છે એટલામાં તેનો પિતા આવ્યો અને દીનકર પ્રત્યે બોલવા લાગ્યો કેમ બચ્ચા શું ધંધો કરવા માંગો છો તેનો મને આજેજ જવાબ આપ આમ કહે છે એટલામાં અમૃત કંઇ કાગળ લઇ રૂપચંદ પાસે આવી અને કહ્યું આ વાંચો જોઇએ શું છે.

રૂપચંદે વાંચ્યું તો મણીની લખેલ ચીઠી માલુમ પડી આથી વધારે ચીડવાણો અને ક્રોધથી કહેવા લાગ્યો. નીચ અને હરામનું ખાનાર તારૂં ધ્યાન બૈરીમાંજ ગુંથાયેલું છે તને હવે કશું કામ ગમશે નહી આશું આપણી ઉત્તમ જ્ઞાતીમાં વલી ચીઠીઓની આવ જા કેવી બેશરમ તારૂં મોહું ન બતાવ જા તારો મારે હવે ખપ નથી.

**દીનકર**—તપી જઇને બહુ સારૂં પીતા તમારા કહેવા મુજબ કરી અને હવે તમારા ઘરમાં રહીશ નહીં.

**રૂપચંદ**—ભલે ચાલ્યો જા.

**દીનકર**—વારૂ બાપા તેમજ કરીશ.

રાત્રી થઇ સર્વ જમ્યાં સર્વ સૌને સ્થળે સુતાં દીનકરને પોતાના શયનગૃહમાં વિચાર થવા માંડયો અરે પ્રભુ શું દશા એક તો માબાપની અપ્રીતી હતી તેમાં વલી ચીઠી હાથ પડી અરે! પણ તે એમને ક્યાંથી મળી ખરે હવે યાદ આવ્યું મેં તે ચીઠી વાડીએથી આવતાં કમરે ચડાવી હતી, તે જમવા વખતે અબોટીયું પહેરતા પડી ગઇ હશે અરે મેં કેવી ભૂલ ખાધી ખરે ભાવી પ્રબળ છે કંઇ નહી મારૂં કિસ્મત અરે પ્રમુખપણા એક તો મારી વ્હાલીનો મને વિયોગ છે તેમાં વળી ધંધામાં જોડાવા ફરજ પાડે છે સર્વ

દુનીયા સ્વાર્થી છે. કોઈ કોઈનું છે નહી આમ બોલી નીચે મુજબ ગાવા માંડે છે.

### કુંડલીઓ.

નહીં સગું કો આપણું નહી માત કે તાત.
નહી ભ્રાત કે બેનડી નહી નાત કે જાત.
નહી નાત કે જાત સગાં પૈસાનાં સર્વે.
ફાની દુનીયાં ફોક મનુષ્યો માલે ગર્વે.
માલે ગર્વે મનુષ્ય તુજ ત્રીયાને દેખી
અંધ બન્યા કો આજ પુરણ પુંજીને પેખી
પૂરણ પૂંજી પેખીને લક્ષ્મી લક્ષ્મી તે ભજે
લક્ષ્મી કેરા લોભથી તન ભ્રાંતીને તે તજે

આટલું બોલી પાસેના મેજમાંથી પત્ર કાઢી પોતાની સ્ત્રીને લખે છે એટલામાં તેનો ધાટી આવ્યો તે બીછાનું બીછાવવા લાગ્યો તો તેને દીનકરે અટકાવ્યો અને કહ્યું જા અહીંથી મારે આજે સુવું નથી રામો ચાલ્યો ગયો. દીનકરે પત્ર લખવો શરૂ કર્યો.

### બનજારો.

અરેરે પારસ પ્યારી મારી મુજને અસંત સુખ દેનારી.
તને તજી હું જાઉં વિદેશ મારૂં મન તુંજ પાસે રહેશે.
તજી જાઉં (૨) વિદેશ આવારી મળશું કયારે મમ પ્યારી.
મમ માત તાતને વચને ધાયલ કીધો છે મુજને
તેથી છોડું દેશ હું પ્યારી જઇશું વિદેશ આ વારી.
અરેરે પારસ.

તુંજ શિયલ સાચવી રહેજે કંઇ કામ કેશું તે કેજે
વળી મળીશ (૨) કોઇ દીન પ્યારી તું રહેજે ધીરજ ધારી
અરેરે પારસ.

તુંજ પ્રીતીએ બનેલો ઘેલો સ્નેહ હ્રદથી જાદે જામેલો.
તે તજી (૨) જાઉં આ વારી મળશું કયારે મમ પ્યારી.
અરેરે પારસ.

પ્રાણ પ્યારી મારા ક્રુર પિતાના કઠા વચને તને તથા પ્રીતીને અને મારા સ્વદેશને છોડી પરદેશ ગમન કરવા જાઉં છું બીલકુલ

મુંઝાઈશ નહી જરા પણ સંકોચાઇશ નહીં ઇશ્વર રાખે તેમ રહેવું વિધીનું ધારેલું પીવું તાહરા બાપ દાદાની આબરૂને બટ્ટો લાગવા દેઈશ નહીં, કંઈ પણ કામકાજ મારા દોસ્ત કેશવલાલને કહેજે એજ

લી૦ ભાગ્યોદયને આધીન વોધીવશ દીનકર.

આ પત્ર પોતાની વહુને મોકલવા લખ્યો વળી બીજો લખવો શરૂ કર્યો.

ભાઈશ્રી કેશવલાલ.

**લલીત છંદ.**

મધુમતી રૂડું ગામ ગાજતું ધનાઢ્યો થકી એહ છાજતું
સોરાષ્ટ્રને વિષે શોભતું અતી ભાવસિંહજી છે ભલાપતી
મહા સુભસ્થાન માત તાતનું ભગની પ્યારીને મુજ બ્રાંતનું
તે તજી અને વિદેશમાં જવું દુઃખ દીલનાં તુજ કને કહું
માત તાતનાં વચન વાગતાં ઝાટકા સમાન તેહ લાગતાં !
એહ કારણે સ્વભૂમી છોડીને પ્રાણ પ્રારીની પ્રીત તોડીને
વિદેશમાં જવું બંધવા હવે નહી નહી નહી નહી રહુ હવે
પ્રણામ છે હવે બંધુ આવજે મીત્ર વર્ગને પ્રણામ કહાવજે.

એજ લી. તાહરો જીગર જાત દોસ્ત દીનકર.

સાથેનો પત્ર મણીને આપશો. આટલું બોલી કવરમાં બીડી જરા વાર લમણે હાથ લગાવી બેઠો.

રાત્રીના બાર વાગ્યા સઘળા નીંદ્રા દેવીને આધીન થઇ પડયાં આવા વખતમાં દીનકરે કપડાં પહેરી પેલો પત્ર ખીસામાં મુકી ધીમે રહી ઘર છોડયું જરા આગલ ચાલતાં ટપાલની પેટી આવી તેમાં કેશવલાલને શીરનામે પેલો પત્ર નાંખ્યો અને રસ્તો કાપવા માંડયો એટલે પોલીસ સ્ટેશન આવ્યું, દીનકરના ચાલવાના અવાજથી પોલીસે સ્વાલ કર્યો.

**પોલીસ**—હુકમ દૂર.
**દીનકર**—રૈયત.
**પોલીસ**—કેમ અત્યારે,
**દીનકર**—જરા કામ પ્રસંગે.
**પોલીસ**—કામ સવારે અત્યારે ઇદર બેઠો.

**દીનકર**—આજીજીથી ઓળખાણો કાઢવા લાગ્યો પોલીસે તેને ઓળખ્યો અને શાહુકાર જાણી જવા દીધો આ પ્રમાણે ઘણા ખરા પોલીસને જવાબ દઈ દીનકર શહેર છોડી નદી ત્રટે આવ્યો અને જરા થોભ્યો.

ભયાનક રાત્રીએ પોતાનો અંધકાર ચોગરદમ ફેલાવી દીધો છે પૃથ્વીએ પણ શ્યામ સાડી ધારણ કરી લીધી છે, જેથી રસ્તો સુજે તેવું રહ્યું નથી માણુસ પશુ કે પક્ષી આ વખત આ સ્થળે જોવામાં આવતું નથી તમરાંઓ . તનેનાટીકરી રહ્યાં છે શિયાળવા ફુંકારી રહ્યાં છે. પવનના જોરથી વાડીઓ તથા જંગલના ઝાડો ગર્જના કરી રહ્યાં છે. નદીનું નિર્મળ જળશાન્ત પણે વહે છે, આવું જોઇ દીનકર પહેલાં તો જરા સ્થંભ્યો. પણ વિચાર કર્યો કે આહા મારા ગામના ઝાંપામાં આવા નજીવા સંકટથી હું કટાળી જઇશ તો વિદેશની મોટી આપતો શી રીતે સહન કરી શકીશ. ! ખેર મા બાપના મેણાં કરતાં અઘોર સંકટ હજાર દરજ્જે સારૂ છે. એમ બોલી આગલ વધ્યો નદીનો લાંબો પટ તથા ચારે બાજુ વીંટલાઇ વળેલ વાડીઓથી સપાટ એક ભયંકર મેદાન જેવો લાગતો હતો. તે વચ્ચેથી બિરતર દીકરનો રસ્તો હતો. બીચારો કોમળ અંગી ખીલતી જુવાનીનો ઉછરતો છોકરો આવી રાત્રીના વખતમાં જેના હાથમાં નવનવાં નોવેલ ભભકી ઉઠતાં તેજ માણુસ અત્યારે હાથમાં જોડા ઉંચકી પંથે પડયો દશ બારેક માઇલ ચાલ્યો એટલે રવિએ પોતાની લાલી પ્રતીપ્ત કરી, આભાસ આવ્યો, અને ઝાડોની ઓળખાણ પડવા લાગી. રસ્તો સુજતો થયો આસપાસનાં ગામો દેખાવા માંડયાં એટલે દીનકર જરા શાંન્ત થયો.

આગળ ચાલ્યો એટલે એક નાની નહેર આવી ત્યાં આગલ પોતાનાં કપડાં ઉતારી જંગલ જઈ આવ્યો હાથ પગ ધોઇ સ્નાન કરી જરાવાર ઇશ્વરનું આરાધન કરી, નહેર ત્રટે બેઠો અને થોડા વખત પછી વલી ચાલતો થયો જેષ્ટ માસનો ખરો તડકો અને સૂર્યનો જોસબંધ આવતો ઉષ્ણુ કીર્ણો દીનકરની ચામડી બાળી દે છે, અને ગરમીથી ઉનો થયેલ પવન જેને લુ કહે છે તે જમણી બાજુથી આવતાં દીનકરનો જમણો ગાલ જે ગુલાબના પુષ્પ સરીખો કુમળો છે તેને કરમાવી દે છે અને ડાબી બાજુથી

આવતાં તે કોમળ ગાલની પણ તેજ દશા થાય છે શરિરે પસ્સ્વેના જેણે જેમ ચાલ્યા જાય છે ચરણ તળવાઇ જાય છે વખતપર બુટ પહેરી ચાલે છે ત્યારે પગની એડી નીચે કાંકરી આવવાથી બિચારાનો કોમળ ચર્ણ લચકાઇ જાય છે.

આતું સંકટ વેઠતો ઝપાટાબંધ જમીન કાપતો જાય છે. સૂર્ય અસ્ત થવા આવ્યો ગરમી કમી થતી જણાઇ એટલામાં દીનકર તુલજાપુરા નામના નગરમાં આવી પહોંચ્યો. ધર્મશાળામાં જઈ પોતે ઉતારો કર્યો પણ સાંજે ખાઈશ શું તેનો તેને વિચાર થવા લાગ્યો થાકી પાકી લોથ બની ગયો હતો, તેને ગામમાં જવા શક્તિ રહી હતી નહી. જૈન ગૃહસ્થ બાજુની ધર્મશાળામાં તેણે ઉતારો કર્યો હતો જરાવાર બેશી વિચાર કર્યો પણ તેને એકે ઉપાય સૂજતો નથી આખર વિચાર કીધો કે આમ બેશી રહેવાથી કશું વળવાનું નથી પ્રયાસ કર્યાથી કંઇક વળશે એમ ધારી ત્યાંથી ચાલ્યો.

શહેરના પૂર્વ દીશાએ તે ધર્મશાળા હતી તેની સામે એક શુશોભીત નદી વહેતી હતી તથા તેનો કિનારો પથ્થરથી બાંધેલો હતો ધરમશાળાથી નદી તરફ જતાં ડાબી બાજુ દરબાર દેલી હતી તથા તેની પાસે શહેરમાં જવાની એક નાજુક ગલી હતી. કીનારા પરના છેલ્લા પગથીયાપર દીનકર ઉભો છે એવામાં એક વણીક અબોટીયા કરી જતો હતો. તેણે દીનકરને જોયો. અને વિચાર કર્યો કે આ કોઇ કુળવાન છે વલી તેનો ચહેરો શોકાતુર છે આમ ધારી પૂછ્યું.

**વણીક**—ભાઇ કયે ગામ રહો છો.

**દીનકર**—મધુમતી.

**વણીક**—કેવા છો.

**દીનકર**—વાણીયા.

**વણીક**—આમ દીલગીર ચહેરે અહીં કેમ ઉભા છો આપનું સગું છે.

**દીનકર**—ભાઇ મારૂં અહીં કોઈ સગુ વહાલું નથી.

**વણીક**—ત્યારે તમે ક્યાં ઉતર્યા છો.

**દીનકર**—હું ધર્મશાળામાં ઉતર્યો છું.

**વણીક**—અહીં શા માટે આવ્યા છો.

**દીનકર**થી બોલી શકાયું નહીં તેનું હૃદય ભરાઈ આવ્યું પગથીયાપર બેશી ગયો લમણે હાથ દઇ રડવા લાગ્યો લલાટે હાથ દઇ રડતાં અશ્રુ બીંદુથી તેના ઢીંચણ ભીંજાઇ જવા લાગ્યા. આવું જોઇ પેલા માણસને અતી દયા પેદા થઇ તુર્ત તેણે પોતાના અંગુઠાવતી તેનાં આંસુ લોહવા માંડયાં અને હિંમત આપી ગભરાવા ના કહી દીનકર સજ થયો એટલે તે અતી આગ્રહથી તેને પોતાને ઘેર તેડી ગયો આવું દીનકરનું ગભરાએલ હૃદય જોઇ પેલા સામા માણસને ખાત્રી થઇ કે આને ઘણું દુઃખછે

દીનકર પોતે હિંમતવાન માણસ હતો પણ એવું લાગવાનું તથા ગભરામણ છુટવાનું કારણ માત્ર એટલુંજ કે તેનાં માવિત્રોએ તેને નાનપણાથી આજ લગણ ઘણા ઘણા લાડમાં મોટો કર્યો હતો તથા પાણી માગે તો દુધ હાજર કરતાં એક માઇલ પણ પોતે પગે ચાલેલ નહોતો. તે પાછલો વખત તેને સાંભરી આવતાં આ સ્થિતી થઇ હતી—પેલો વાણીયો જેનું નામ કમળશી હતું તેને ત્યાં દીનકર ગયો. તેણે તેને સારી રીતે આશ્વાસન આપી આદર સતકારથી બેસાર્યો દીનકર બેઠો અને જરા વાર પછી શાંન્ત થયો એટલે રસોઇ તૈયાર થવાથી દીનકરને જમવા બેસાડયો. દીનકર જમ્યો વખત થતાં સર્વે સૌને સ્થળે સુતાં અને દીનકરને એક હોલમાં સુંદર પલંગ બીછાવી આપ્યો એટલે દીનકર પણ વખત થતાં શાન્ત થઇ આખા દિવસનો થાકેલ હોવાથી થોડીવારમાં નિદ્રાને સ્વાધીન થયો સવાર થયું દીનકરે રજા માગવા માંડી પણ કમળશીએ તેને હાલ જવાય નહી એમ કહી અતી આગ્રહથી ત્યાં રાખ્યો દીનકરને જવાનું મન હતું પણ કમળશીના આગ્રહનું ઉલંઘન કરી શકયો નહી તેથી તે ત્યાં રહ્યો અને હરખ શોકમાં દિવસ નીરગમન કરવા લાગ્યો.

સવારમાં નાહી ધોઇ નિત્ય કર્મ કરી જમી જરાવાર આરામ લે છે ત્યાર બાદ શહેરમાં આમ તેમ ફરી તથા કમળશીની દુકાને બેસી દિવસ ગુમાવે છે. સાંજના બહાર ફરવા જાય છે અને ત્યાં રહ્યા છે.

---

## પ્રકરણ ૬ ઠું.

એક દિવસ સાંજના પાંચ વાગતે શહેર બહાર નદી ઉપર ફરવા જવું ધારી દીનકર શહેરની પૂર્વ દિશા તરફ રવાને થયો. નદીની સપાટી ઓળંગી પેલીપાર જવા તેને વિચાર હતો દીનકર નદીમાં આવ્યો.

તે દિવસ કંઇ થઈ હોવાથી સરિતાના સુંદર પટ વચ્ચે નવ નવી નારીઓ વિધવિધ રાસડા ગાતી હતી.

તેવામાં તેમાંથી એક બાળાની દષ્ટી દીનકરપર જતાં તેને મોહ બાણ વાગ્યું. આ સ્ત્રીએ દીનકરને બે ચાર વખત ગામમાં જોયેલ હતો અને જોયા પછી તે દીનકરને મેળવવા તલસી રહી હતી પણ અજાણ્યો જાણી અતી શરમાતી આજે તેમની જીભ છુટી થઇ શરમ અંતરપટ તે બાલીકાએ આજે ખસેડી નાંખ્યો અને સાથેની સાહેલીઓને નીચે મુજબ ગવરાવવા લાગી.

### રાસડો.

પંથી કયું તમારૂં ગામ કે કઈ દીશી જશોરે લોલ,
આવ્યા શેને કાજે અહીં કે કોને ક્યાં વસોરે લોલ;
વહાલા કોણ માતને તાત કે ધંધો શું કરોરે લોલ.
સાથે નહીં કોઈ સંગાત કે એકલા પરવરો રે લોલ,
પ્રીતમ કયો તમારો દેશ કે કેવા નાતનારે લોલ;
પંથી પરડી કોને વાત કે છો કઈ જાતનારે લોલ.
હું તો મોહી પડી છું નાથ કે કોને વાતડીરે લોલ,
શાને છોડયાં માતને તાત કે શું વ્યાધી નડીરે લોલ;
બોલો બોલો મારાસમ બનો નહી બહાવરારે લોલ
બોલો નહી જો આજ તો સમ દઉ આકરારે લોલ,
મારે થઇ છે તમ શું પ્રીત કેમ ન માન્યું ધણુંરે લોલ;

પધારો પ્રેમ સહીત ભુવન કે આપું બેસણુંરે લોલ
ઉષ્ણુજલે કરાવું સ્નાન કે ભોજન ભાવતાંરે લોલ,
પીરસું નીરખું નેણે નાથ કે પતી ચાલતાંરે લોલ

આ સાંભલી દીનકર સ્તબ્ધ બની ગયો અને સ્થીર થઇ ઊભો રહ્યો પેલું ગાણું એક ચિત્તે શ્રવણ કર્યું અને વિચાર કર્યો કે એ કોણ હશે આટલું બધું માન કોને આપે છે આસપાસ જોઇ પૂર્ણ વિચાર કર્યો તો તે સઘળું પોતાપર લાગુ પડતું હતું જેથી બોલ્યો મારે તો પર સ્ત્રી મા બેન સમાન છે. પણ આ કોણ છે કેવી વર્તણુંકવાલી છે. પરણેલી છે કે કુંવારી એ જોવાથી શું નુકશાન છે, એમ ધારી પાસેની ઝાડપર બેઠેલ કોયલ સામું જોઇ ગાવા મંડ્યો.

### દોહરો.

કોયલ કંઠ અતી સરસ કયા વનની રહેનાર
કોણ સાસુ સસરો અને કોણ તુંજ ભરથાર
કોણ નામ છે તાહરૂં કોણ તમારી જાત
ધંધો તુંજ ભરથારનો જણાવ સઘલી વાત
આ સાંભલી સ્ત્રીએ નીચે મુજબ શમશા કરી

### શમશા દોહરો

એક ઝાડને બાર ડાલ ડાલે પત્રાં ત્રીશ
દ્વાદશ ડાળે ત્રીશમું પાન નામ ગણીશ
વળી એજ ઝાડની સાતમી ડાળે ચોથું પાન
સસરો મુજ સુલક્ષણો કોયલ ધરજે કાન
દશ ડાળે ત્રેવીશમાં પત્ર તણો સમાજ
એ એંધાણે ઓળખો છે મારો શીરતાજ
જળ વિના જીવે સુણું જાતે વેશો એહ
શાણો સમજે પલકમાં મારી સાસુ તેહ
જોગી પણ જડ રૂપ છે મુજ ફળીયાની માંહી
એ એ ધાણે આવજો પ્યારા પ્રીતમ ત્યાંય

દીનકરે શમશા એક ચિતે સાંભલી જાણી અને તેને ખાસ જોવા તેને જાણવા સારૂ ઘેર જવા ધાર્યું.

દીનકર એજ દિવસ રાત્રીએ આપેલ નીશાન નીહાળતો પેલી પ્રેમદાને ત્યાં જઇ ચડયો તો અત્રે રાહ જોઈ બેઠેલી કુલટા તેને જોઈ લજ્જાયુક્ત બની પોતાના ભૂવનમાં અંદ જવાવાર પછી બહાર આવી તેને સારો આવકાર આપી, સુંદર આસન આપ્યું અને તેપર આવેલ પરોણાને બેસવા ફરમાવ્યું. વાચક વૃંદ ઉપર જણાવેલ કુલટાને મશ્કરી કરવાની આદત હતી. તેણે આપવા ધારેલ આસન પલંગ હતો તે પલંગને નેતર કે પાટી કશું ભરેલ હતુ નહી પણ ફક્ત બીછાનાનો ભાર ખમી શકે તેવી રસીના થોડાજ આંટા ગોઠવી તેપર સુંદર દેખાવનું બિછાનું પાથરેલહતું.

દીનકર—દુરાચારી સ્ત્રીની કપટકળા જાણી શકયો નહીં અને મજકુર આસનપર બેઠો તેવીજ તટાતટ રસી તૂટી બિછાનું જમીનપર ગયું તે સાથ દીનકર કેડથી શીખા સુધી અર્ધ શરિરે જમીનપર પથરાયેલ બીછાને સુતો. અને તેનાં ચરણનાં તલીયાં છાપરાનાં તલીયાં નીહાળવા લાગ્યાં.

ત્યારે પેલી કુંભારજા પીલુક પીલુય હસતી ટાચકો મારી તાલ દઇ સંકટાનો ખસી ગયેલ છેડો સ્તનપર ઢાંકી પોતાના કાર્યમાં ફતેમંદ નીવડી હોય તેમ ખુશી થતી એક બાજુ ઉભી.

આપણી વાર્તાનો નાયક દીલગીરી સાથ ક્રોધ યુક્ત બની હાથના ખભાના ટેકાવતી બેઠો થયો તેને અતી ગુસ્સો ચડયો, પણ શું કરે સહનશિલતા ધારણ કરી પલંગ ઓળંગી એક બાજુ ઉભો.

ગુસ્સો ચડયો છે એવું જાણી તે લંપટ સ્ત્રી પોતાના કાર્યથી પસ્તાવો પામતી હોય તેવે ચહેરે દીનકરને કહેવા લાગી. માફ કરો શેઠજી મે તમારી ચતુરાઇ જોવા ધાર્યું હતું મારો વિચાર તમને પાડવાનો બીલકુલ હતો નહી અને એવી ઇચ્છાએ મે આ કૃત્ય કર્યું હોય તો મને મારા બાપના સમ છે હશે જે થયું તે ખાતર ક્ષમા કરી હું દાસીને મારી બક્ષવા કૃપાવંત થશો.

એવી કીંકરી દાસીની નમ્ર માગણી છે.

એમ બોલી પગે પડી દીનકરનો ગુસ્સો શાંન્ત કરવા સ્ત્રી ચરિત્ર કરવા લાગી અને બોલી કે વાહ પ્રીયતમ આમ મંગલા ચરણમાં ગુસ્સો કરશો તો આપણો સંપ લાંબી મુદત કેમ જાળવી શકાશે.

આવો એસો મારા પ્રાણુ પ્યારા આ આરામચેર તમારેજ માટે છે તે પર બિરાજ્યમાન થાઓ.

દીનકર બેઠો એટલે પેલીએ ગરમ પાણી બનાવી ઝારીમાં ભરી દીનકરની પાસે મુકી સેન્ટની બાટલી લાવી અને બોલી

પ્રાણુનાથ આપનાં કોમળ ચરણુ આ સુંદર ઝારીના ઉષ્ણુ જળે ઝારવા તથા આપના શરિરને આ મનરંજક નમુનેદાર સેન્ટ ચોળવા પ્રભુએ મને ભાગ્યશાળી બનાવી દીધી છે.

પ્રીયતમ મારાપર કૃપા કરી હું દાસીની માગણી કબુલ રાખી આપ આવ્યા તે ખાતર પ્રભુનો આભાર માનવાસાથ ધારૂં છે કે જેમ મારી આ માગણી કબુલ રાખી આજે અત્રે પધાર્યા તેમજ સદાય મારી સર્વત્ર માગણી કબુલ રાખશો

સ્વામીનાથ મને નીકલસનો હાર પહેરવા બહુ શોખ છે. ઉપરાંત છાપેલ છાયલ મને હાલ પહેરવાની જરૂર છે કારણુ કે મારી એક સાહેલાનો પતી મુંબઈ રહે છે તેણે તેને માટે એક મોકલાવ્યું છે તે તેમને બહુજ શોભે છે. તો મને પણુ તેવું પહેરવા મરજી થઇ છે. પ્રાણુનાથ તમ વિના મારી મરજી સંપાદન કોણુ કરશે એ બધુ આપ અપાવશો.

એમ કહી દીનકરના પગ ઝારવા તૈયાર થઈ પગ તરફ હાથ નાંખતાં દીનકર બોલ્યો.

**દીનકર**—ભગની તમે મારા પગ હાથમાં લેવા શક્તિમાન નથી.

**કુલટા**—હે પ્રીયતમ ભાગીની ! ખરેખર આજથી આપના સુખ દુઃખની ભાગીનીજહું પણુ આપના ચરણુ ઊંચે લેવા હું શક્તિમાન નથી એ શું.

**દીનકર**—તે એજ કે સ્ત્રીએ પરપુરૂષની સાથ વાત ચિત્ત કરવી વ્યાજબી નથી. અડકવું વ્યાજબી નથી તો પગ હાથમાં લેવા તદન ગેર વ્યાજબી કેની.

**કુલટા**—સ્વામીનાથ એવું વ્યાજબી ગેરવ્યાજબી આ જમાનામાં જોવાય ખરૂં.

**દીનકર**-કેમ નહી આપણે આ જમાનામાં કયા અવતારમાં છીએ.

**કુલટા**—સ્વામીનાથ મનુષ્ય અવતારમાં.

**દીનકર**—ત્યારે મનુષ્ય વ્યાજબી ગેર વ્યાજબી નહી જુવે તો શું ઢોર જોશે.

**કુલટા**—પ્રાણનાથ તે ટાયલાં જવા દોને.

**દીનકર**—તે ટાયલાં છે.

**કુલટા**—હાજતો એમ કહી દીનકરના પગ નજદીક આવે છે અને કહે છે સ્વામીનાથ ઠઠ્ઠા રહેવા દયો હવે જલદી મને આપના પગ ઝારી મરદન કરવા રજા આપો.

**દીનકર**—નહી મારા પગ ઝારનાર તથા મરદન કરનાર પ્રભુએ મને બક્ષી છે તેને તરછોડી હું અત્રે આવ્યો છું તેનું શું થતું હશે, તેનો તેનો વિચાર નહી કરતાં ઉલતી તેની જગ્યા બીજીને બક્ષવી તે હું વ્યાજબી માનતો નથી. ઉપરાંત મારા પત્નીવૃતપણાને એબ લગાડવા લેશ માત્ર ખુશી નથી.

**કુલટા**—હવે જાણ્યું તમારૂં પત્નીવૃત થાલા ગાંડા શું કાઢો છો પત્નીવૃતને પતીવૃત તે બધું તમારૂં અંગ્રેજી શાસ્ત્રી જવાદોને.

**દીનકર**—બેન સમજો અને તમારી અધુરી ગૂજરાતી કેળવણીને ગ્નાનનાં પુસ્તકો વાંચી પુરી કરો તો મારા ઉપલા સઘલા વડે ગુજરાતીજ છે.

**કુલટા**—સ્વામીનાથ એવા ટાયલાંથી હું કંટાલા ભરેલી છું આપની મુખ મુદ્રાએ મને થોડા દિવસથી ઘેલી બનાવી દીધી છે અહો ચંદ્ર વદન સુંદર પુરૂષ તમને જોયા પછી મારા શરિરમાં રોમ રોમ કામદેવ વ્યાપી રહ્યા છે આપ અહીં તે શાન્ત કરવા પધાર્યા.જેથી મારો અવતાર સફળ થયો સમજું છું. સુંદર વદન ચટકતી ચાલવાલા તાહરી ચાલ પર હું આફ્રિન શીદા છું. સકોમળ તાહરા શરિરની કાંન્તી પર વારી જાઉં છું. કામદેવના અવતાર મારા શરિરમાં નસો નસ કામ ઉછાળા મારી રહ્યા છે સ્વામીનાથ આલીંગન રસ લેવાને પ્રેમ રસ દેવા મારૂં હૃદય અધીરૂં બની ચૂક્યું છે પ્રીયતમ તાહરા અધરૌષ્ટનું મને હવે ત્વરાથી એક પ્રેમ ચુંબન લેવા દે આમ બોલે

છે એટલામાંએક રજપૂત ખુની સમશેરથી હોલમાં દાખલ થયો કુલટાના રંગમાં ભંગ પડયો તે ભય પામી બીજા હોલમાં ચાલી ગઇ આવનારે દીનકરની ગરદન પકડી શમશેર ઉગામી બોલ્યો વેવલી જાત વણીક પુત્ર સિંહના કોતરમાં શિયાળ જાય તો સિંહની ક્ષુધાને શાંન્ત કરે. નાગના ધાતમાં ઉંદર જાય તો નાગ તેનું સુખેથી ભક્ષણ કરે તેમ તું પણ માહરા પંજામાં આજે પકડાઈ પડયો.

તું જાણતો નહી કે આ ગોહીલ દોલતસિંહની રાખેલી છે આ ગામમા જેટલી રૂપાળી સ્ત્રી છે તેને સુખેથી ભોગવવા હું પરવાનો લેઈ બેઠો છું આ સંસ્થાનમાં મારી હાક કેવી લાગે છે

લે હવે મારી ચળકતી શમશેરને તાહરા શરીરનો ભોગ આપું છું થોડા દિવસથી મીયાનમાં રહી તરશી તરવારને તાહરા રૂધીરનું પાન કરાવું છું.

એમ કહી જોસથી તલવારનો જબરો ઘા કીધો ખુન ખુમ પડી પોલીસ અંદર દાખલ થયા.

---

## પ્રકરણ ૭ મું.

વાંચક વૃંદ હવે આપણે આપણી વાર્તા યાદ કરીએ મધુમતીમાં સવાર થયું સર્વ જાગ્રત બન્યાં રૂપચંદ શેઠ જાગ્યા નિયમાનુસાર દાતણ કરી જંગલ જઇ આવ્યા. નોકરે ગરમ પાણી આપ્યું શેઠ સ્નાન કરી પુંજાના હોલમાં ગયા. નિત્યકર્મ કરી રહ્યાબાદ જમવાનું કહેણ આવ્યું એટલે શેઠ ભોજન કરવા રસોડામાં ગયા.

થાલ પીરસાયો જમવાની તૈયારી થઈ રોટલીનું એક બટકું મુખારવિંદમાં મૂકયું થોડોક ભાગ શાકનો લઇ તેને પણ આકર્ષણ કરી રહેલ જીભલડીને અર્પણ કીધો દાળના ગ્લાસ તરફ દૃષ્ટિ કરી તે બાઇને પણ પાંચ આંગલી વચ્ચેના ખાડામાં ગ્રહણ કીધાં મુખની અંદર રોટીબાઈ તથા શાકબાઈ દાઢબાઇના સપાટામાં આવી જઈ મિશ્રીત થઇ ધાટી દોસ્તનો હક ધારણ કરી જીભબાઈની ધકાધુમી ખાતાં આમ તેમ અટવાયા કરે છે તથા દાળબાઇ આવે એટલે તેની સાથે પણ દોસ્તી કરી ત્રણે દોસ્તે હોજરી નામની

ખાઇમાં ઉતરવું તેવો ઇરાદો ધરાવી રહ્યાં છે જીભબાઇ પણ ચ. લીત શક્તિમાં વધારો કરી જાણે સાદ કરી બોલાવતી હોય જેમ શેઠના હાથને જલદી ઉપાડવા ફરજ પાડી રહી છે.

જીભની પાડેલ ફરજ શેઠના હાથે ઉઠાવી નહી મુખમાંરહેલ બંન્ને દોસ્તની રાહ ફળીભૂત થઇ નહી. અને તેમને લાચારીથા પોતાની ગોઠવણ વગર ચાલ્યું જવું પડયું.

રૂપચંદ શેઠે સ્વાલ કર્યો દીનુ કયાં તે નાહો ભટે જવાબ આપ્યો નાજી એટલે શેઠે કહ્યું, તાહરી બાઇને પુછ કયાં છે જો ઉપર તેમના હોલમાં છે કે નહી ભટ્ટો ઉપર ગયોઃ દીનકરના રૂમમાં આમ તેમ જોયું પણ કયાંથી હોય.

બાઇને વાત કરી તે બીચારી ભયભીત મને શેઠ પાસે આવી કહ્યું ભાઇ છે નહીં કયાં ગયો હશે ? તેમ કહી ભટ્ટાને કહ્યું તેં સવારમાં જોયો હતો ? ભટે જવાબ આપ્યો નાજી શેઠે કહ્યું આજે તેના રૂમમાં બીછાનુ ઉઠાવવા કોણ ગયેલું રામાને બોલાવ રામો આવ્યો તેને પૂછયું.

**શેઠ**—દીનુચા રૂમ મદીથી તેનચા બીછાના તુમી ઘેતલા.

**રામો**—નાહી શેઠ મી ઘેતલા નહી આણીમી ઘેવન ગેલો બીનાહી.

**શેઠ**—અસા કાઇ સાંગનો માલાસંગ કસાલા ઘેવન ગેલો નાહી.

**રામો**—મી સકાલી વરતી ગેલો મી તેનલા સાંગીતલાં તર તેણુ લે માલાં અસા સાંગીતલા કે માલા પાગરણાચી જરૂર નાહી આંણી માલા નીંધ બાંધ્યાચી નાહી મંગ મી ખાલી હે તુંન દુસરા કામ મદી પડલો.

**શેઠ**—એડ જવા માલા સાંગીતલા નાહી.

**રામો**—શેઠ માલા ઠાવક રહેલ નાહી. એટલે શેઠે કહ્યું અરે મેં તેમને કાલે ઠબકા આપ્યો અને તેથી તેમને ગુસ્સો ચડયો હોય તેવું મને જણાતું હતું અને તેથી તે નાશી ગયો હોય તેમ મને જણાય છે.

**શેઠાણી**—હાય હાય તમે પણ ઠીક છો હવે મોટા જણ્યા ને વ. લી વિશેષ કહેવાય તેમને તો સમજાવીને કહેવાની રી- તે કહેવાય.

શેઠ—થયું પણ હવે કરવું શું તે ક્યાં ગયો હશે મારો જીવ હવે તલ પાપડ થાય છે અરે મારા પ્રાણ વલ્લભદીનું તું ક્યાં ગયો મને ચેતાવ્યો નહી હવે શું કરૂં મને લોક મૂર્ખ ગણશે વળી તેના સાસરવાળા તરફથી મને કેટલો ઠબકો મળશે.

શેઠાણી—મુઆં રોયાં સાસરવાળાં અને મુઆં તે કહેનાર પણ આપણીજ વાત કરોને હવે પ્રીય દીનુ વગર મને તો અનાજ ભાવવું મુસ્કેલ છે જાઓ જલદી તપાસ કરો મારો છોકરો ક્યાં ગયો માણસ મોકલો નહી તો આ પણે તો જમવાના નથી

શેઠ—તું નથી જમવાની તો અહી કોણ ખાવાનું છે શું તને વહાલો અને મને વાહલો હતો નાના તેમ નહી સમજ આ તારૂં ભાગ્યું ને હું તો મારે આ ચાલ્યો. સાલી માથું ખાઇ ગઇ, જાઇએ છીએ માણસ મોકલશું પત્તો મલ્યો તો ઠીક નહી તો પછી શું ઉપાય ભલે ગયો તેનાં સંચિત. તેમાં કઇ શોચ કરવો હું વ્યાજબી માનતો નથી કોઇ સારા શહેરમાં જઇ ક્યાં સારી લાઇનમાં જોડાશે તો તેની શક્તિમાં વધારો થશે.

શેઠાણી—અરે વાહ તમારી છાતીને ધન્ય છે ભલે ગયો કહેતાં જીભ કેમ ઉપડે છે. એવો શક્તિ માંવધારો અમારે નથી જોઇતો અરેરે મારો દીનુ કેવી રીતે ગયો હશે રે મારા કોમલ અંગી લાયક તું ચાલી કેમ શક્યો હોઇશ. અરે પણ તે શું ખાશે ક્યાં જશે શરમાળ છે સગા વાહાલાને ગામ ગયો નહી હોય ! મગજનો તર છે. રીસમાં ને રીસમાં આપઘાત તો કરી નહીં હોય હાય હવે શું કરૂં તમે તેની જલદી ભાલ કઢાવો.

શેઠ—ઘેલી ઘેલાં શું કાઢે છે. તાહરો છોકરો કંઇ પરી પેપડીનો ખાનાર નથી વળી સાહસ કરે તેવો નથી બાહોશ છે મારી ખાત્રી છે કે જ્યાં જશે ત્યાં આબરૂ સાથ પૈસો પેદા કરવા સમર્થ છે.

શેઠાણી—એનો જાણ્યું પણ તપાસ તો કરાવો.

શેઠ—હા તે મારો ક્યાં ના છે, લે હવે જાઉં છું મેતાને કહું છું તે માણસ મોકલે એમ કહી શેઠ દુકાને ગયા. મેતાને વાત કરી એટલે તેણે ખેપીયા રવાને કર્યા.

---

# પ્રકરણ ૮ મું.

આ બાજુ ટાઇમ થતાં કેશવલાલને પેલો પત્ર મળ્યો વાંચી તેનું દીલ. ઘણું ખેદ પામ્યું પોતાના પ્રીય મિત્રને આમ એકા એક સ્વભૂમી છોડી જવું પડયું તે ખાતર તેના ચક્ષુ માંથી ચોધાર આંસું ચાલ્યાં.

હૃદય શાંન્ત કરી પત્રનું મન ન કરતો ફરી વાંચતાં પ્રથ કરણ કરવા લાગ્યો. મધું મતી–સુંદર નગરી ખરેખર મિત્ર તે છોડવી તને કેમ ગમી હશે તાહરા માત પિતાનું સુભ સ્થાન બેન પ્યારી અરે કઠોર હૃદય દીનકર તને તાહરી છાતી છવાયેલ. હૃદ યમાં રમી રહેલી તાહરી સાથ કોલ કરારથી બંધાઇ વરેલી જેણે તારી સાથ અથાગ પ્રીતી સંપાદન કરેલી તુજ પ્રેમમાં ઘેલી બને- લી તે પ્રેમને માથે પાણી ફેરવ્યું તેની પ્રીતીનું દિલગન કર્યું ખરે ખર સદ્‌ગુણી મિત્ર તાહરી તે ભૂલ ખાતર તને હું ધીક્કારૂં છું,

ક્રોધી મીત્ર જરા પણ. શક ન શીલતા ધારણ કરીશ કર્યો નહીં આમ બકી મુર્છિત થઇ પડયો. વારે શુદ્ધી આવતાં સાથેનું પત્ર વાચ્યું અને વળી જાણે અત્ર દીનકર હાજર હોય અને તેને ઠમકો આપતો હોય તેમ બોલવા લાગ્યો અતી સુખ દેનારી તાહરી પ્રીતીએ ઘેલો બનેલો ઘણો સ્નેહ જામેલો તો પણ મરૂં મન તુજ પાસે પણ ખરેખર અત્યારે તો જાઉં છું સમજી મીત્ર આ તારી લાયકાત નથી શીયલ સાચવવા સૂચના આપતો જાય છે સીંહણ ઘાસ ખાસે નહી તેમ સદ્‌ગુણી મણી. શીયલ સાચવવામાં કોઇ જાતની ખામી લાવશે નહી તાહરે તે શોખામય દેવા જેવું છે. નહી આટલું બોલી વલી બર બરવા લાગ્યો અરે પણ કયાં દીનકર હું કોને કહું છું. ખરે ખર તે તો ગયો અરે પ્રભુ મારા મીત્રનો મેળાપ મને હવે કયારે થશે આ પત્ર મણીને આપતાં તે કેવી દુઃખી થશે ઠીક ઇશ્વરે ચ્છા બન્યુ તે ખરૂં ભાવી પ્રબલ છે એમ કહી પત્ર બંધ કરી કપડાં પહેરી પેલો પત્ર મણીને મોકલવા જાય છે તેણે મણીને પત્ર મોકલાવ્યો. પ્રીય મણીએ વાંચ્યો એક સ્માત પતીનું પરદેશ જવું જાણી મુછાતિ થઇ જેમ પવનના જપાટાથી કંદળી સ્થંભ પૃથ્વી પડે તે મને જમીન પર પડી

થોડીવારે શુદ્ધી આવતાં સાવચેત થઇ એકાંત સ્થાનમાં શોક કરતી બેઠી એટલે રાત્રી થઇ તેની મા જમવા બોલવવા આવી મણીએ જમવા ના કહ્યું તેની માએ પૂછયું કેમ બેન આજે આમ ઉદાસ ચહેરે બોલ્યા ચાલ્યા વીના વીચાર શુન્ય થઇ આખો દહાડો પડી રહી અને વલી જમવા ના કહે છે તને શું થયું મને જણાવ બેન તાહરે શું દુઃખ છે કઈ રાંડે તને મેણું માર્યું કયા લુચ્ચાએ તને ખરાબ શબ્દ કયો થયુ છે શું બોલતી કેમ નથી મણીએ કહ્યું કશું નહીમાં કોઇએ મને કશું કહ્યું નથી તેની માએ કહ્યું બેન દુઃખ દીલમાં રાખ્યાથી ઉલટું તેમાં વધારો થઇ વીચાર વમળમાં મન ભૂમીત બને અને અંતે તબીયત બગડી એકમાંથી બે થાય તેમ નહી કરતાં મને જણાવ વ્હાલી પુત્રી તને શું દુઃખી છે.

**મણી**—ગમ ગમી ગઇ થઈ બોલી ઊંઠી.

માજી પૂછવામાં સાર નથી મારા સંકટનો પાર નથી વહાલી મા મારા ભાગ્યોદયનું ચક્ર ફર્યું મારા કન્ચીત સુખનો અંત આવ્યો. મારા સંસાર સુખમાં સમો પેઠો હું અભાગણીને દુઃખ રૂપસેનાન ઘોડેસ્વારે પોતાના પંજામાં પકડી પાડી સુખ સેતાન આવનાર દુસ્મનથી ડરી મારાથી પળવારમાં અળગો થયો. અરે અરે પ્રભુ અપચોસ મારાપર જબરી આફત નથી શું કરૂં કયાં ગયા. હશે કયાં છોડી હેં તરછોડી નાંખી બીન અપરાધે અરે પ્રીય તમ હું નીરપરાધીને વિરોગી બનાવતાં તહારી કઠોર છાતી કેમ ચાલી હું પ્રેમાંધ થયેલીનાં પ્રેમ ચક્ષુની તમે ચોરી કરી ગયા. મહારા મનનું હરણ કરી ગયા. માહરા હૃદયની શાન્તીમાં અંગારા નાખી અલગા થયા

પ્રાણ વલભ વિનાગુને હાય સંચિત આમ બોલી જમીનપર પડી તેનીમા આટલું સાંભલી સમજીકે દીનકર ચાલ્યા કયા જણાય છે અને તેને લીધેજ મારી આ પુત્રીની આ સ્થિતી થઇ છે. હાલ વધારે બોલવવાથી તેની તબીયત બગડશે. તેની તંદુરસ્તીમાં ખસેલ આવશે. માટે તેમને અત્યારેજ સૂઈજ રહેવાદેવી વધારે ઉત્તમ છે. આમ કહી એક શાલ લાવી મુર્છાતમણીના શરીર એટલામા નેમચંદ શેઠ આવ્યા તેણે આવી પૂછયું.

**નેમચંદ**—કેમ કોણ સુતું છે.

**કસ્તુર**—મણી

**નેમચંદ**—કેમ વારૂ.

**કસ્તુર**—તેની તબીયત જરા નરમ છે.

**નેમચંદ**—હેવલી શું છે

**કસ્તુર**—થોડીવાર પહેલાં તે લવારી કરતી હતી તેથી મને જણાયું કે દીનકર નાશી ગયા હોય તેમ જણાય છે. તે આને ખબર પડતાં હવે વિચારવાયા જેવું થઇ આવ્યું છે.

**નેમચંદ**—શું દીનકર—કેમવારૂ.

**કસ્તુર**—તે હું કેમ જાણું

**નેમચંદ**—નહી મારાથી તે કેમ મનાય સમજી અને વિચારવંત મારો જમાઇ એવું સહસાકદી કરે નહી.

**કસ્તુર**—કેમ કહી શકાય કે ન કરે ભલ ભલાઓ ભૂલ છે.

**નેમચંદ**—ઠીક ત્યારે તું તેની સંભાલ રાખજે હું રૂપચંદને ત્યાં જાઉંછું અને સવંત્ર હકીકતથી વાકેફ થઈ પાછો જલદી આવું છું.

નેમચંદ રૂપચંદને ત્યાં ગયો એટલે ત્યાં પણ તેજ વાત ચાલી રહી છે નેમચંદ આવ્યા જાણી રૂપચંદે માન સહીત આસન આપી બેસાડ્યો પાણી મંગાવ્યું નેમચંદે જળપાન કર્યું પાનની પેટી ધરી જેથી પાત ખાઇને નેમચંદે પોતાની વાત ઉડાવી

**નેમચંદ**—શેઠ દીનુ આજે કેમ દેખાયા નથી.

**રૂપચંદ**—ભાઇ એ વાત બંધ રાખો મને તેનું નામ સાંભળી બહુ દીલગીરી ઉપજે છે,

**નેમચંદ**—એમ કેમ

**રૂપચંદ**—ભાઇ ગઈ રાતના ૧૦ વાગ્યા સુધી તે મારા ઘરમાંહતો ત્યાર પછી કયાં ગયો કયારે ગયો શું થયું તે હું જાણતો નથી.

**નેમચંદ**—તમે કાઇએ કાંઈ કહેલું.

**રૂપચંદ**—ના ભાઇ આપણે શું કહીએ.

એટલામા અમૃત બોલી ઊઠી હા આપણે શું કહીએ કાલા કામના કરનાર તમેજ છો તમે કાંઇ નથી કહ્યું તો પછી શા માટે જાય ખીચારાની પછવાડે આજે ચાડવાડીયાથો લાગ્યા હતા.

અને સંતાપી સંતાપીને કહેતા હતા કે વેપારમાં જોડાં કયાં વિદ્યા અભ્યાસ કર. લ્યો કરાવો હવે વેપાર ને ભણાવો વિદ્યા જાણ્યું તમારૂં ડાહાપણ.

રૂપચંદ—પણ શેઠ મને શી ખબર કે કે આમ થશે. હવે મને બહુ પસ્તાવો થાય છે. મિસ્તર નેમચંદ શું ઉપાય કરવો.

નેમચંદ—ઉપાય તો શું જાસુસ રવાના કરી આપો તે કંઈ પત્તો લાવશે બેશી રહે કંઈ વલવાનું.

રૂપચંદ—તેતો મેં બાર વાગ્યાના રવાના કર્યા છે. પણ હજુ કોઈ આવ્યું નહી.

નેમચંદ—તો કંઇ ખબર લાવશે ગભરાવોછો શાના ધીરજ રાખો સૌ સારા વાના થશે. હું પણ ટ્રાય કરીશ.

બાઇ ત્યાં આગળ અમારે ઘેરપણ મણીને ખબર મલ્યા હશે એટલે આમ તેમ બકે છે, બેભાન થઇને પડી છે શું કરવું શેઠ મને હવે મારી વ્હાલી પુત્રીની બહું ચીન્તા થાય છે.

રૂપચંદ—હે મણી, તેને પણ ખબર મળ્યા ને તે આ સ્થિતી એ પડી અરે પ્રભુ વાહ શું એ જોડાંનો પરસ્પર પ્રેમ કેવી તેની અરસપરસ લાગણી કેવી સરસ તેના સ્નેહની સાંકલ અરે દૈવતે સાંકલમેં તોડી તેના પ્રેમમાં મે ભંગ પાડ્યો અરે એ જોડાંએ મારાપર કેવો નિશ્વાસ નાંખ્યો હશે અને તે અપરાધથી હવે હું કયે ભવ છૂટીશ

દૈવ દૈવ દૈવ આમ બોલી લમણે હાથ દઈ વિચારમાં પડયો.

એટલામાં કેશવલાલ આવ્યો. તેને જોઈ અમૃતે તેને આવકાર આપી બેસાર્યો અને પૂછ્યું કેમ ભાઇ તમારા ભાઇબંધ કયાં છે કે- શવલાલે કહ્યું કાકી હાલ કયાં છે તે હું જાણનો નથી પણ તમા- રાથી રિસાઇ મારા કાકાના કહેલ વચનના ચડેલ ગુસ્સાથી તે બ- હાર દેશાવર નીકલી જવા માગે છે અને તેમ કરવાં અત્રેથી ગઇ રાત્રીના બાર વાગતે રવાના થયો હોય તેમ તેનો આ પત્ર કહી

આપે છે તે વાંચો જુઓ. અને સાર લ્યો તેથી વિશેષ હું કઈં જાણુતો નથી.

રૂપચંદે આ બોલ સાંભલ્યા અને નેમચંદને તે પત્ર બરાબર વાંચવા ફરમાવ્યું નેમચંદે પત્ર વાંચ્યો તથા રૂપચંદની ભુલ ખાતર તેને યોગ્ય ઠબકો દીધો તથા નીચે લખેલું હતું કે સાથેનો પત્ર તહરી ભાભીને આપજે તે વાંચી કેશવલાલને કહ્યું મણીને ખબર તમે આપ્યા કેશવલાલ કહે હાજી મેં દીનકરનો પત્ર તે તરફ રવાના કરેલ છે. નેમચંદે કહ્યું ભાઈ તેમ નહોતું કરવું હવે તે બહુ શોક કરે છે તે કોણ જાણે શું કરશે ઘેલી થઇ જશે આપઘાત કરશે કે શુ કરશે તે કંઈ જણાતું નથી.

કેશવલાલે કહ્યું—શેઠ પણ મારા મિત્રે મારાપર પાડેલ ફરજ મારે બજાવ્યા વિના છૂટકો, અને વલી જણાવત નહીતો આથી વિશેષ શોક કરી કંઈ કંઈ વિચારમાં ગુંથાત. અને આથી તેને એટલું તો થશે કે મને જણાવ્યું છે અને કયાંઇ પરદેશ ગયા છે તે કૃત્ય મારૂં કંઇ ગેરવ્યાજબી નથી.

નેમચંદ નીશ્વાસ નાંખી ઠીક કહી રૂપચંદની રજા માગી પોતાના ઘર તરફ ગયો રૂપચંદે કેશવલાલને શોધ કરજો અને મલે તો સમજાવી પાછો લાવવા સૂચના આપી. કેશવલાલ વારૂ કહી પોતાના ઘર તરફ ગયો.

---

## પ્રકરણ ૯ મું.

કેશવલાલ પોતાને ઘેર જઇ ખાધુ ન ખાધું પોતાના રૂમમાં જઇ બીછાનાએ સુતો મિત્રની શોધ કેવી રીતે કયે રસ્તે કરવી તેવા વિચારમાં તે પડેલો હોવાથી નિદ્રાં દેવી તેનાથી રિસાઇ ગયા ઘણીવાર થતાં મગજને શાન્તિ આપવા ગોથાં ખાતો નિદ્રાનું આરાધન કરવા લાગ્યો પણ રિસાયેલ નિંદ્રાદેવીને મનાવે કોણ. મન ભૃમીત હતું તે બિચારૂં કેશવલાલ જ્યાં મોકલે ત્યાં વારંમવાર આવજા કરતું થાકી ગયેલું હતું તેથી નિંદ્રાને મનાવા જવા તે અશક્ત હતું.

રિસામણું ભાગ્યા સિવાય નિદ્રાબાઇ પધાર્યાંજ નહી મહા મુસ્કેલીએ કેશવલાલે રાત્રી ખલાસ કીધી.

સવાર થતાં ઉભો થઇ દાતણ કરી ખરચુ જઈ આવી નાહી કપડાં પહેરી જે સાથે લેવું હતું તે લઇ માબાપની આજ્ઞા લઇ મિત્રની શોધ માટે પંથ પળ્યો.

પ્રભુ તાહરી ગતી કોણ જાણી શકનાર છે. વિયોગના સંજોગ તાહરી મરજી હોય તોજ થઇ શકે છે મનુષ્યથી કશું બનતું નથી યત્ન કરે પણ તાહરી કૃપા હોય તોજ તે યત્નમાં ફળી ભૂત થઈ શકાય છે.

કેશવલાલ ઇશ્વર ઇચ્છાએ શોધ કરવા નીકળ્યો થોડીવાર દીનકર ગયેલ રસ્તે ચાલ્યો પણ ભાગ્ય દેવીએ તેમ કરતાં તુર્ત તેને અટકાવ્યો.

તેના મગજમાં આ બાજુ નહી પણ પેલી બાજુ જવું એવું જલદી સૂજી આવ્યું ભ્રમીત મનનો કેશવલાલ પશ્ચિમ દિશા તરફ રવાને થયો.

પગે ચાલી જવું તેને રૂચીકર જણાયું તેથી તે પગે ચાલી પંથે પળ્યો વટેમાર્ગુને ખબર પૂછતો ચાલ્યો દશ વાગ્યા તેની જઠરાગ્ની અનાજની માગણી કરવા માંડી એટલે બાજુના ગામમાં તે ગયો ત્યાં જઇ કંદોઈની દુકાનેથી તેણે પોતાને રૂચીકર ખોરાગ લીધો અને ગામ બહાર આવી એક સરીતા તટે ભક્ષણ કરી જળથી ચાલતો થયો.

રાત્રી થઈ એટલે એક નાનું શહેર આવ્યું તેમાં તે દાખલ થયો કોઇ ધર્માત્માની ધર્મશાળામાં તે ગયો. ત્યાં રહેનાર વિપ્રને તેણે રસોઇ કરવા ફરમાવ્યું. બ્રાહ્મણે રસોઈ તૈયાર કરી કેશવલાલ જમ્યો પાગરણ વગેરેનો બંદોબસ્ત કરી શહેરમાં ફરવા જવું ધાર ધર્મશાળા બહાર નીકળ્યો. ગામમાં ગયો થોડું ચાલ્યો.

સદરહુ શહેરમાં તેનો એક ઓરમાન મામો રહેતો હતો તે કીમીયાનો ધંધો કરતો હતો અને તેનાથી લોકને ફસાવી પૈસો પેદા કરી પોતાનો નિર્વાહ ચલાવતો હતો કેશવલાલને તે સાંમો મલ્યો સામા ધણીયે તેનો ઓલખ્યો પોતાને ઘેર તેડી ગયો અને ધર્મશા

ળામાંથી તેનો ઉતારો પોતાને ઘેર લાવ્યો બીજે દહાડે સવાર થતાં કેશવલાલે તેને પૂછ્યું મામા મારો એક મિત્ર ગઈ પરમ દિવસે તેના માબાપથી રિસાઈ ચાલી નીકળ્યો છે તેનો શોધ કરવા મારી વૃતી છે તો આ ગામમાં તે શી રીતે કરવો.

ફીમીયો બોલ્યો. અહો એમાં શું સહરડુ ગામમાં હાલ એવો રિવાજ મે. ફોજદાર સાહેબે રાખેલ છે કે કોઇને ત્યાં પરોણા આવે અથવા ધર્મશાળામાં નવા નવા મુસાફર આવે તેમનુ નામ નિશાન તે સાહેબને રજુ કરવું જોઇએ માટે આપણે ત્યાં જઈ પુછીશું એ ટલે તુર્ત પતો મળશે કેશવલાલે કહ્યું તો તો ઠીક પછી બંને જણ સ્નાતશુ કરી નિત્ય નિયમ કરી ટાઇમ થતાં જમ્યાં અને પછી બને જણ ફોજદાર પાસે જવા નીક્યા અને તે સાહેબને સલામ કરી નમ્રતા પુર્વક નીચે મુજબ જણાવ્યું.

**કેશવલાલ**—સાહેબ મહેરબાન ગઇ પરમ દિવસે આ શહેરમાં દીનકર રૂપચંદ નામનો યુવાવસ્થાનો માણસ આવેલ હતો કે નહી તે જરી તપાશી મહેરબાની રાહે હું સેવકને જણાવવા કૃપાવંત થશો. એવી આશાછે.

ફોજદારે વારૂ કહી કલાર્કને ફરમાવતાં તેણે પોતાની બુક તપાસવી શરૂ કરી જોયું પણ તે નામ મળ્યું નથી જેની તેણે ફોજદારને નહી સાહેબ અહીં આવેલ નથી તેમ જણાવ્યું ફોજદારે કેશવલાલને તે પ્રમાણે કહ્યું અને વિશેષમાં કહ્યું કેમ વારૂ તમારે તેમનું શું કામ છે તે કોઈ જાતના પોલીસ કેસમાં છે. જો એવું હોય તો મને જણાવો હું મારા ત્યાં તરફથી તપાસ કરાવું

કેશવલાલે કહ્યું ના સાહેબ તે મારો દોસ્ત છે. તેના માબાપથી રીસાઈ ચાલ્યો ગયો છે માટે હું તેની તપાસ કરવા નીકલેલ છું.

ફોજદારે કહ્યું ઠીક પણ તે અહીં તો આવેલ નથી.

કેશવલાલ તથા તેનો મામો સાહેબજી કરી વિદાય થયા તો પણ કેશવલાલનું મન એટલેથી રહ્યું નહીં. તેથી તેણે ધર્મશાળામાં જઈ મુસાફરોને પૂછવા ધાર્યું તેને મામે તે કબુલ રાખ્યું અને

ધર્મશાળામાં ગયા. તો ત્યાં પાંચ સાત મુસાફર હતા તેમના કેટલાકને કેશવલાલે પૂછ્યું પણ કોઇએ પત્તો આપ્યો નહીં.

છેવટે એક વૃદ્ધ બ્રાહ્મણ એક જગ્યાએ બેઠો બેઠો પોતાના પગરખાં તરફ નજર કરતો તેમાંનું એક ઉઠાવી ડાબા હાથમાં ધરી જમણા હાથમાં પોતાની લાકડી લઇ તે માંહેથી જામી ગયેલ ધૂળના ગાંગડા ખરેડતો વલી જોડાને તલીયાભેર ઉંધો કરી તેપરર જરા જોસથી ઝેટીકા લગાવતો કેશવલાલની દ્રષ્ટીએ પડ્યો તેને જોઇ કેશવલાલે વિચાર કર્યો કે આ કોઈ પગથી જાજા ગાઉની મજલ કરી આવેલ જણાય છે એમ ધારી તેના મામાને કહ્યું વારૂ પૂછો જોઇએ કેશવલાલ તેની પાસે જઇ બોલ્યો.

**કેશવલાલ**—નમસ્કાર છે મહારાજજી.

**મહારાજ**—આવો આશિર્વાદ સુખી ભવતુ.

**કેશવલાલ**—ગોરદેવ કયે ગામ રહો છો.

**મહારાજ**—ભાઇ અમે ગુજરાતમાં અમદાવાદ પાસે નરોડા ગામમાં રહીયે છીએ.

**કેશવલાલ**—અહો મહારાજ બહુ દૂર.

**મહારાજ**—હા ભાઇ એમ કરીએ પેટને વાસ્તે ઓઇ તો શું પણ માણુસ વલાત સુધી જાય છે તેનું એમ.

**કેશવલાલ**—મહારાજ અહીં તરફ તમારા પેટ વાસ્તે તમે શું ધંધો કરવા નીસરી પડ્યા છે.

**મહારાજ**—હું ટેલ નાંખું છું.

**કેશવલાલ**—ત્યારે તો તમે નાના મોટા સઘલાં ગામ ફરતા હશો.

**મહારાજ**—હાજી.

**કેશવલાલ**—ત્યારે ગુરૂજી તમે ગઇ કાલે ને પરમ દિવસે ક્યાં ક્યાં ફર્યા.

**મહારાજ**—ભાઇ ગઇ કાલે તો હું ઓઇ મધુપતી નામની પેલી બાજુ એક નગરી છે ત્યાં હતો, અને પરમ દિવસે તેની પહેલી બાજુ વુલજાપુરીમાં હતો.

**કેશવલાલ**—કાલે મધુમતી હતા કેમ.

**મહારાજ**—હોવે.

**કેશલાલ**—પરમ દિવસ તુલજાપુરીમાં હતા એમ.

**મહારાજ**—હોવે.

**કેશવલાલ**—કાલે મધુમતી અને પરમ દિવસ તુલજાપુરી ત્યારે તમે ટેલ ક્યારે નાંખો છો અને એક ગામથી બીજે ગામ જતાં રસ્તો ક્યારે કાપો છો.

**મહારાજ**—ભાઇ અમારે બામણને શું દીવસે ટેલ અને રાત્રી અથવા રાત્રી પહેલા જ્યારે ચુકાદો થયો કે આપણા રામ પંથે પળવાના.

**કેશવલાલ**—એમ ત્યારે મહારાજ તુલજાપુરી કે મધુમતી અહીં સુધીમાં તમે મારી ઉમરનો કોઇ વણીક પુત્ર રસ્તે ચાલ્યો જતાં કે કોઈ ગામમાં જોયો.

**મહારાજ**—એમ એમ ખબર પડે હા અલ્યા તુલજાપુરીથી હું પરમ દિવસ દિવસના ૩ વાગતે નીકળેલ મધુમતી આવતો હતો ત્યાં મને એક વાણીયાનો છોકરો જેની પાસે કશું હતું નહી તેમને તુલજાપુરની આ બાજુ સામો મળેલો.

**કેશવલાલ**—વારૂ મહારાજ તેનો પોશાક કેવો હતો.

**મહરાજ**—એ પેલું અમદાવાદી રેશમી કોરનું ધોતીયું પહેર્યું હતું કાલો ડગલો પહેર્યો હતો. અને માથે જરીની ટોપી હતી

**કેશવલાલ**—મહારાજ તે ક્યાં જવા માગતો હતો. તેની તમને ખબર છે.

**મહારાજ**—ના ભાઈ પણ મે તેમને પૂછ્યું અલ્યા એમ એમ ક્યાં જાય છે. તો તેણે મને કશો જવાબ દીધો નહી અને જાણે ગભરાયેલ હોય તેવે ચહેરે ચાલતો થયો પણ તે બહુ થાકેલ હતો. ચાલવામાં તેને બહુ મુસ્કેલી નડતી હતી. તેથી તે પરમ દિવસતો તુલજાપુરીમાંજ રહ્યો હશે ઉપરાંત કાલ અને આજ પણ તેની ચાલ.

વાની અશક્તાઇ દૂર થઇ હશે નહી તેથી તે હજુ ત્યાં હશે તેમ ધારૂંછું. કેમ તે તમારો કાંઈ સગોલાગે.

**કેશલાલ**—મહારાજ મારો મિત્ર છે તેને શોધવા હું આવ્યો છું. તે રિસાઈને ચાલી નીકળ્યો છે. તેમ તેમનો આટલો પતો બતાવ્યો તેથી હું તમારો આભારી બનું છું. લ્યો મહારાજ દક્ષીણા એમ કહી ખીસામાંથી કાઢી એક પાવલી આપે છે.

**મહારાજ**—કલ્યાણ શબ્દ ઉચ્ચારે છે.

પછી મામો ભાણેજ ઘેરજ જવા નીકળ્યા અને ત્યાં પહોંચ્યા કેશવલાલે તુલજાપુરી જવા કોઇ સારો ઉંટ આણી આપવા તેના મામાને કહ્યું મામે કહ્યું વારૂ એટલામાં ફીમીયાની બૈરીએ સાન કરી પોતાના પતીને અંદર બોલાવ્યો ને કહ્યું સ્વામીનાથ હવે આજે એક રાતી પાઇ ઘરમાં રોકડી નથી તો હવે પેલું લઇ આવ્યા છો તે વટાવોને

ફીમીએ કહ્યું હા પણ હું જાઉ તો પકડાઉં મને ધારતી રહે છે. ચાલ આને મોકલીએ લાવ એમ કહી એક મગમાલા લઇ બહાર આવ્યો અને કેશવાલાલને કહેવા લાગ્યો ભાઈ આ આપણે ઘેર કોઇ ઘરેણે મુકી ગયો છે તે હવે ડુલી ગઇ છે તો આપણે હવે તેને વેચી ઉપજેલા પૈસા તેના ખાતામાં જમે કરી ચુકતે કરવા વિચાર છે. તો જા જોઇએ અગ્રેજી ભણ્યો પણ આ કામમાં કેવો હુશીઆર છે નાણાવટીને ત્યાં જઈ વેચી આવ તેટલામાં હું તાહરે માટે ઉંટ તૈયાર કરાવું છું.

બિચારો ભોળો કેશવલાલ તેનો ખોટો મોભો જોઈ તેને ગૃહસ્થ ધારતો તથા આવા ધંધા કરે છે. તેનું તેને કાને કદી પડેલ હતું નહીં તેથી તે લઇ ચૌટે ગયો અને નાણાવટીની દુકાને જઇ કહ્યું.

**કેશવલાલ**—શેઠ આનો શું ભાવ ઉપજશે.

**નાણાવટી**—તમારીજ છે.

**કેશવલાલ**—નહીંજી કોઇની છે.

**નાણાવટી**—આ દાગીનો બનાવનારની તથા ચોકસીની તથા સો.

નીતી તેમાંની એક રસીદ તમારી પાશે છે.

**કેશવલાલ**—નાજી

**નાણાવટી**—તમે કયાંના રહીશ છો.

**કેશવલાલ**—હું મધુમતીનો રહીશછું.

**નાણાવટી**—ત્યાં નહી અને અહીં વેચવાનું કારણ.

**કેશવલાલ**—સેજ

નાણાવટીએ ઇશારો કરવાથી તેનો ગુમાસ્તો પોલીશને બોલાવી લાવ્યો—દુકાનદારે તેને સઘળી વાતે વાકેફ કરીને મગમાલા તેમને સ્વાધીન કીધી.

પોલીસે રૂમાલથી કેશવલાલનો હાથ બાંધ્યો અને તેની સાથે ચાલવા ફરમાવ્યું.

કેશવલાલ ગભરાયો આશું! મામાનું કપટ કે શું સમજવું હાય મારી આબરૂની પાયમાલી થઇ હું ચોર ઠર્યો આવી સ્થિતીએ હવે મને મારો ઓળખીતો કોઇ જોશે તો જરૂર મારે આપઘાત કરવો જોઇશે. ઠીક ઇશ્વરેચ્છા જે નશિબમાં માંડ્યું હશે તે થશે અને હું સાચો છું તો પ્રભુ મને કશી આંચ આવવા દેશે નહી. આમ મનમાં બોલી પોલીસ સાથે ચાલતો થયો. પોલીસ તેને ફોજદાર પાસે લાવ્યો અને દાગીના સહીત તેણે ફોજદારને હવાલે કર્યો. તેની સાથે નાણાવટીની કહેલ વાત રજુ કીધી.

**ફોજદાર**—દુકાનદાર કયાં છે.

**પોલીસ**—આ ઇસ્કા નોકરહે. સાબ એમ કહી સાથે આવેલ માણસને બતાવે છે.

ફોજદારે તે માણસની સર્વ હકીકત સાંભલી કેશવલાલને પૂછવા માંડ્યું.

**ફોજદાર**—તમારૂં નામશું.

કેશવલાલે પોતાનું નામ જણાવ્યું.

**ફોજદાર**—તમે આજે અહી દીનકર રૂપચંદની તપાસ કરવા અમને બુકમાં જોવા કહેવા આવ્યા હતા તેજ કે ?

**કેશવલાલ**—હાજી

**ફોજદાર**—કયા ગામમાં રહો છો.

**કેશવલાલ**—સાહેબ મધુમતી રહુંછું.

**ફોજદાર**—અને દીનકર રૂપચંદ ક્યાંનો રહેવાશી છે.

**કેશવલાલ**—શાહેબ તે પણ મધુમતીના રહેવાશી છે.

**ફોજદાર**—ત્યારે તમો બંને જણ આવા દાગીના ચોરવા લેવા કે વેચવાનો ધંધો કરતા હશો.

**કેશવલાલ**—અમો ખાનદાનના ફરજન ચોરવાનું કામ કરીએ નહી ને દાગીના વેચાતી લઇએ તે અમારૂં કામ નથી પણ અમારી જીંદગીમાં મને આ પહેલુંજ કરવું પડયું છે. પણ તે કામ અમારૂં નથી

**ફોજદાર**—ત્યારે કોનું છે.

કેશવલાલ પોતાના મામાની સપડાવાની દરકાર નહી કરતાં કહે છે કે શાહેબ તે મારા મામા લલ્લુ ભાઇચંદનું છે તેના મોમાં-થી બોલ નીકલતા ફોજદારના કાન તુરત ચમક્યા વારંટ કાઢી તુરત તેને અહીં પકડી મંગાવ્યો.

**ફોજદાર**—કીમીયાગર લલ્લુ આ માલા કોની છે.

**લલ્લુ**—ગભરાટથી સાચે સાચુ કહેવા લાગ્યો સાહેબ અ-ત્યારે તો મારી છે.

**ફોજદાર**—કયા સોની પાસે ઘડાવી હતી.

**લલ્લુ**—સાહેબ ઘડાવી હતી નહી.

**ફોજદાર**—ત્યારે ક્યાંથી લાવ્યો.

**લલ્લુ**—સાહેબ શામલદાસ વેજનાથના દીકરા પાસેથી કી-મીયાગીરી રીતે ફસાવેલ છે.

**ફોજદારે**—તુર્ત તેને હાથ કડી જાળવી કેશવલાલને છૂટો કીધો અને ચાર દહાડા સુધી બીજે ગામ નહી જવા ફરમાવ્યું.

શામળદાસ વેજનાથને પોતાનો દાગીનો કોર્ટમાં આવી લઈ જવા કહેવરાવ્યું મરહુમ શેઠ શામલદાસભાઇ પોતાનો દાગીનો આવી લઈ ગયા ગુનેહગાર લલ્લુને યોગ્ય શિક્ષા થઇ.

**વાંચક**—જણાવેલ શેઠ શામલદાસનો છોકરો લલ્લુથી ફસાઈ પોતાની માલા ખોઈ બેઠો હતો પણ તેનો પિતા તેને ઠબકો આપે માટે તેણે ચોરાઇ ગઈ કહ્યું હતું આ વાત શેઠે ફોજદારને જાહેર

કરી હતી તેથી તેઓ તેની તપાસમાંજ હતા. સોની વગેરેને ત સાહેબે ચેતાવી રાખ્યા હતા તે મુજબ નાણાવટીએ નિરપરાધી કેશવલાલને સપડાવ્યો હતો પણ સાચ અંતે તરે છે તેને કશી હરકત આવી નહી પણ કુસંગી સંગ દોષણુ નઠારી સોબતનો તેને લગાર સ્વાદ ચાખવો પડયો.

---

## પ્રકરણ ૧૦ મું.

ઊંટ ઊંટને ઠેકાણે રહ્યો. સાંજે તુલજાપુરીને બદલે સાંજ પોલીસ કોર્ટમાં પડી તથા હજુ ચાર દહાડા રહેવું પડશે મીત્રનો પત્તો મળ્યો પણ હવે શી રીતે જવું લાચારીથી તેને અત્રે રહેવા ફરજ પડી કીમીયાને ત્યાંથી તેણે પોતાનો રસાલો લઈ ધર્મશાળામાં રહ્યો. જેમ તેમ ચાર દહાડા ખલાસ કીધા.

એટલે ફોજદારને મલી તેમણે હવે તુલજાપુરી તરફ રવાને થવા ધાર્યું ઊંટ ભાડે કર્યો અને તુલજાપુરી આવી પહોંચ્યો.

તેણે મનમાં ધાર્યું કે હવે આ ગામમાં કોઇ ગુપ્ત બાતમીગાર ગોતવો જોઇએ તો તે પત્તો આપી શકશે આમ વિચાર કરે છે એટલે ઊંટવાલે કહ્યું કાં શેઠ કેમ વિચારમાં પડ્યા કોને ત્યાં ઉતરતું છે કેશવલાલે કહ્યું ભાઈ અહીં કોઇ આપણું સગું વહાલું કે ઓળખવાતું નથી વળી મારે મારો મિત્ર નાશી ગયો છે, તેને શોધવો છે અને તેનો આજથી છ દહાડા પહેલાં અહીં આવ્યાનો પત્તો મને મળ્યો છે હવે તે અહીં છે કે અહીંથી ગયો અને ગયો તો તે કયે રસ્તે અને કયાં ગયો તે જાણવાની મને પૂરી જરૂર છે એટલે ઊંટવાલે કહ્યું અહો શેઠ તેમાં શું હું આ ગામનો અનુભવી છું.

અહીં એક રૂપાલી નામની ચારણ રહે છે તે આ ગામમાં થતા ગુપ્ત કર્મની બાતમીગાર તરીખે પ્રખ્યાત છે વળી કોઇ શોખીન માણસ આ ગામમાં આવે તેને પોતાને ઘેર લઈ જઇ આ ગામની ગૃહસ્થોની બૈરી છોકરીને ભોળવી ભમાવી આણી આપી તેની દલાલીથી પોતાનો નિર્વાહ ચલાવે છે લોકની બદબોઈ કરવામાં તેની જીભ આખો દહાડો ચાલ્યાજ કરે છે કોઇના છીદ્ર ખો.

જાવા તેનું મગજ આખો દહાડો પોતાનું કામ બજાવે જાય છે માટે શેઠ ત્યાં ઉતરીએ જેથી સર્વ બાતમી મળશે કેશવલાલે કહ્યું મુર્ખ તેને ત્યાં ઉતરવાથી આપણી આબરૂ શું ઉંટવાલો બોલ્યો ? શેઠ આપણે તેને ત્યાં ઉતરી તેના ફાંદામાં ફસાઇ ક્યાં કુકર્મ કરવું છે આપણું દીલ સ્વચ્છ છે તો પછી ત્યાં જવામાં શું બાદ છે. વળી સ્વાર્થને અંગે એક દહાડો ત્યાં રહેવું અને સત્યતાથી વર્તવું તો સાચને આંચ આવશે નહી માટે મારૂં બોલવું કબુલ રાખો અને ચાલો.

એટલામાં તો રૂપાલી આવી અને બોલી કેમ શેઠીયા ક્યાં રહવું.

ઉંટવાલે—જવાબ દીધો શેઠ મધુમતી રહે છે.

**રૂપાલી**—અહીં કોને ત્યાં ઉતરવાનું છે અત્રે આપણાં સગાં વહાલા કોણ છે.

**કેશવલાલ**—અહીં અમારાં સગાં વહાલાં છે નહી.

**રૂપાલી**—અહો તેમાં શું ચાલો આપણે ઘેર

**કેશવલાલ**—ઉંટવાલા સામું જોયું ઉંટવાલે તેને ઇશારતથી તેજ રૂપાલી એમ જણાવ્યું અને કહ્યું ચાલો શેઠ ચાલો ત્યાંજ જઇએ એમ કહી ઉંટ હાંક્યો.

**રૂપાલી**—બહુ સારૂ ચાલો કહી મોર થઇ આગળ રૂપાળી અને પાછળ ઉંટ રવાને થયાં થોડીવારમાં રૂપાલીને ઘેર આવી પહોંચ્યાં.

તેણે પોતાની એક ચાકરડીને સ્વચ્છ પાણી ભરી આવવા ફરમાવ્યું અને એક બ્રાહ્મણોને રસોઇ કરવા બોલાવ્યો જળ ભરાઇ આવ્યું વિપ્રને શિધું આપતાં તેણે ત્વરાથી રસોઇ તૈયાર કરી જમવા ઉઠવા ફરમાન થયું. કેશવલાલને અત્યારે ઘણુંજ ખરાબ લાગ્યું અને તેના મનમાં પસ્તાવા લાગ્યો અને કહેવા લાગ્યો. જો હા ગુનીકાના ઘરમાં પેસવું પડ્યું ઉપરાંત તેનું અનાજ લેવું જોઇશે પણ કંઇ નહી ખેર મિત્રને માટે જે સહન કરવું પડે તે કમતી છે. અને સમયાનુસાર જે થાય તે કબુલ રાખવું કેશવલાલ જમ્યો ત્યાર પછી રૂપાલીએ બીછાવી આપેલ પલંગપર બેઠો પાન સોપારી વગેરે મુખવાસો રૂપાલીએ હાજર કર્યા કેશવલાલે ખાધા ત્યાર બાદ રૂપાલીએ પોતાની વાત ઉપાડી.

**રૂપાલી**—શેઠ શૃંગારપર આપ મહેરબાનને કેવો શોખ છે.

**કેશવલાલ**—હાલ લેશ માત્ર નહીં

**રૂપાલી**—જનાબ. એમ કંઇ હોય પુરૂષ છો કે પ્રેમદા?

**કેશવલાલ**—પુરૂષ

**રૂપાલી**—વાહ શાણા તે હું કેમ જાણું કે પુરૂષ! આપ કહો છો કે મને વિષયપર પ્યાર નથી છતાં પુરૂષ ઠરવા માગો છો તે કેમ બને.

**કેશવલાલ**—વિષયપર વધારે પ્યાર તેજ પુરૂષ એ તમારૂં માનવું છે?

**રૂપાલી**—હા.

**કેશવલાલ**—વિષય ને વધારે ચાહે છે અને કામાંધ તે પુરૂષ નહી પણ ચકલા અને શ્વાન સમાન છે.

**રૂપાલી**—વધારે રહેવા દોને હું ફક્ત એટલું પુછું છું કે તમે પુરૂષ છો કે નહી.

**કેશવલાલ**—પુરૂષ અલબત, કેમ નહી.

**રૂપાલી**——ખાત્રી શી.

**કેશવલાલ**—ખાત્રી મારો પુરૂષાર્થ.

**રૂપાલી**—વાહવા. સમજી પુરૂષાર્થ કરે તે પુરૂષ એ તમારૂં બોલવું છે કેમ.

**કેશવલાલ**—હાજ તો વળી.

**રૂપાલી**—ઇશ્વરે સ્ત્રી પુરૂષ સરજ્યાં સંતતી માટે પ્રભુએ તેને કંઇ બક્ષીસ આપી.

**કેશવલાલ**—કામ.

**રૂપાલી**—શા માટે.

**કેશવલાલ**—યોગ્ય રસને વાપરવા.

**રૂપાલી**—તે વાપરવાનું સાધન.

**કેશવલાલ**—સ્ત્રી

**રૂપાલી**—વારૂ તમને તે કામની બક્ષીસ પ્રભુએ આપી છે કે ભૂલી ગયાં

**કેશવલાલ**—નહી, ભુલ્યા નથી આપી છે.

**રૂપાલી**—વારૂ વારૂ હવે સપડાયા. જ્યારે બક્ષીસ તમને મળી છે

ત્યારે તે વાપરવી કેમ ના બોલો છો.

**કેશવલાલ**—તમે ભૂલો છો. પુરૂષ તથા સ્ત્રીને કામ આપ્યો છે પણ યોગ્ય રસ્તેજ વાપરવા આપેલ છે. જેમ કામ બક્ષો છે તેમજ તેનાં વાપરવાનું સાધન પણ. જેમકે પુરૂષને સ્ત્રીને પુરૂષ પ્રભુ પરસ્પર જોડ બાંધી આપે છે તે સિવાય બીજી સાથ વાપરે તો પ્રભુનો ગુનેહગાર ગણાય છે.

**રૂપાલી**—વળી તે પ્રભુના ગુનેહગાર ગણાય છે. એમ?

**કેશવલાલ**—હા તે પ્રભુના ગુનેહગાર છે તે સાથ તેના હુકમનું અપમાન કરનાર છે. અને તે પુરૂષ પુરૂષ નહી પણ શ્વાન છે.

**રૂપાલી**—ત્યારે મારી માગણી તમે કબુલ કરનાર નથી.

આ બધું પેલો ઊંટવાલો એક બાજુ બેઠો બેઠો સાંભળતો હતો તેણે જાણ્યું કે શેઠ જે કામ કરવા આવ્યા છે તે નહી થતાં આ ઘડીયે તેને અહીંથી જવું પડશે જેથી વચ્ચે બોલી ઉઠયો. હવે તેમાં શું છે તેને માટે કંઈ નહી એમ કહી અશુસારાથી હા કહેવા જણાવ્યું.

રૂપાલીએ ફરી પૂછ્યું કેમ શેઠ.

**કેશવલાલ**—જોઇશું.

**રૂપાલી**—ભલે ત્યારે મારે એટલુંજ જોઇએ છીએ કયારના મગજ મારી કરી ઠાલું બંનેનું ભેજું દુઃખાવ્યું.

**ઊંટવાળો**—હોય શેઠને એવી ટેવ છે.

કેશવલાલે જાણ્યું કે હવે અત્રે લાંબો વખત રહેવાથી વાતનું રહસ્ય જાણ્યા શિવાય. આપણો પીત્તો ફાસ્ટ. હોવાથી ચાલ્યું જવું પડશે માટે હવે ચાલ જે પૂછવાનું છે તે કંઇ લાલચ આપી પૂછી લઉં એમ કહી ધીરે રહી રૂપાલીને કહ્યું.

**કેશવલાલ**—રૂપાલી બાઇ તમારે ત્યાં આવેલ પરોણાની ઘણી સારી સરભરી રખાય છે હો.

**રૂપાલી**—ભુલાઇને આપણે શું સરભર કરીએ.

**કેશવલાલ**—નહી પણ. આમ જોતાં તમારે ત્યાં ઘણા ઘણા શો·

ખીન માણુસો આવતા હોવા જોઇએ.

**રૂપાલી**—હાજી આવે છે.

**કેશવલાલ**—અમારી પેઠે બહાર ગામના પરોણા તમારે ત્યાં આવે કે કેમ

**રૂપાલી**—હા શેઠ ઘણા. આવે છે.

**કેશવલાલ**—વારૂ ત્યારે એક અમારા ગામનો સારો શોખીન આજથી છઠા દહાડાપર અહી આવેલ. તે કયાં ઉતરેલો અહીંયાંજ કે

**રૂપાલી**—કોણ તેનું નામ.

**કેશવલાલ**—દીનકર રૂપચંદ.

**રૂપાલી**—દીનકરનું નામ સાંભળતાં શોચ પામતાં બોલી અરે રામ દીનકર નહી રે નહી તે તો બીજે ઉતરેલ પણ આટલું બોલી અચકાણી

**કેશવલાલ**—કેમ શું છે બોલોને

**રૂપાલી**—તમોને કંઇ સગા થતા હતા.

**કેશવલાલ**—ના.

**રૂપાલી**—સાહેબ ત્યારે દીલગીર થવા જેવું કે તેમને તો અહીંના રજપૂત દોલતસિંહે મારી નાંખ્યો અને કેવું : તેનું રૂપ શું તેની કાન્તી મારે ત્યાં ઉતર્યો હોય તો હું તેને જીવતા સુધી છોડું ?

**કેશવલાલ**—હે શું કહ્યું.

**રૂપાળી**—શું કર્યું શું તલવારથી મારી નાંખ્યો અને તેની લાશનો હજુ પતો નથી કેશવલાલ આ શબ્દ સાંભળી પલંગપરથી નીચે ઢળી પડયો.

---

# પ્રકરણ ૧૧ મું.

આ બાજુ મણી તેવીજ સ્થિતીમાં પ્રાતઃકાળ થતાં સુધી પડી રહી વખત થતાં શુદ્ધીમાં આવતાં તેણે પોતાનો શોભતો શ્રૃણગાર ફેરવ્યો રંગી બે રંગી સાળુ કમખા ચોળી ચરણીયાની તેમણે બદલી કરી સાદા ધારણ કર્યાં, કપાલનો ચાંદલો ચુડે કરવા લાગી અને ઈશ્વર ભક્તિમાં વખત ગાળવા તેણે ધાર્યું અને તે પ્રમાણે કરવા માંડયું પણ કોઈ વખત પતી વીયોગ વધારે સાલવાથી બેભાન થઇ ભૂતલ પડે તેના ચક્ષુ ઊંચાં ચડી જાય અને પોતની પેઠે મનના તરંગોનો બકબકાટ કરે. વળી શુદ્ધીમાં આવે ભક્તિમાં ચીત્ત લગાવે અને નીંદ્રા અને સ્વાદીષ્ટ પદાર્થ પરથી તેની રૂચી તદન કમતી થઇ ગઇ આથી દીન પ્રતીદીન તેનું શરીર ક્ષીણ પડવા માંડ્યું ત્વચામાં કરચલી પડવા લાગી તે વિયોગીનીનો ચહેરો દિવસે દિવસે ફીકો પડવા માંડયો. તેના માબાપ તેને માટે ઘણા ઘણા ઉપાંય તથા દવાદારૂ કરવા લાગ્યાં પણ આ દરદીનું દુઃખ એકે ઉપાયથી દુર થવા પામતું હતું નહી છેવટે નેમચંદ શેઠે એલ એમ એન્ડ એસ દાક્તરની દવા શરૂ કીધી તે સાહેબ હૃદય નળી મુકી જોવા લાગ્યા પણ મજકુર દર્દીનું દર્દ કયા ઉપાયે દુર થાય તે સંબંધી તેના મગજને કશી અસર થઇ નહી, અને દરેક દાક્તરો હાથ પછાડી કેસ નહી સુધર્યાની નામોશી ખાઇ પાછા જવા લાગ્યા આખર પ્રેમ શું ચીજ છે તે નહી જાણનાર તથા પ્રેમ રસનો સ્વાદ નહી ચાખેલ ભોટ અને વહેમી લોકો તેના માબાપને નીચે પ્રમાણે કહેવા લાગ્યાં શેઠ માનો નમાનો પણ મણીબાઇને કોઈ વળગ્યું છે ભૂત પ્રેત ડાકણ તેમાના કોઇની જોડ જપટ લાગી હોય એવું અમને જણાય છે માટે તમે દાણા જોવરાવો જેથી શું છે તે નક્કી જણાઇ આવશે. બિચારા ભોળા નેમચંદે તે વાત કબુલ રાખી તેને તો ગમે તે ઉપાયે પોતાની પુત્રીનું દુઃખ દુર કરવાની પુરી જરૂર હતી.

ત્યાર બાદ વહેમી લોકો એક ભૂવાને લાવ્યા તે ભૂવો જાતનો ભરવાડ હતો તેણે આવી ઘીનો દીવો કરાવ્યો નેમચંદે પૂછ્યું ભાઈ આને શું હશે પેલા ભરવાડે કહ્યું શેઠ મુઠ ચોટ જોડ જપડ જે હોય તે તમને હમણાંજ માતા સોડ આઇના પરતાપે કહી

દઉ છું નેમચંદે કહ્યું એમ ભૂવો કહે એમ નહી તો કેમ આ ઘડીએ સોંડ આઇ મારી હાથે વેણુ વાતો કરશે.

પણ ભોલો નેમચંદ એટલું સમજ્યો નહી કે જેને ખરચુ જઈ ગુદાં પક્ષાલન કરવાની પ્રતીજ્ઞા છે, છડે ચોમાંસે મેઘ વૃષ્ટી અનાયાસે તેને નહાવાની ફરજ પાડે ત્યારેજ ભાઇશ્રી સ્નાન કરતા હતા એવા અપવીત્ર પાસે માતા આવે એવુ કશું વેમી લોકોના મનને થયું નહી. છેવટે ભૂવાએ ધૂપ ધાપ કરી ઘઉંના દાણા મંગાવ્યા. અને તેની એક બાજુ ઢગલો કરી તેમાંથી થોડા હાથમાં લીધા અને બોલ્યો.

હે સોંડ આહી જો પીત્રુ પીડા હોયતો વધાવો આપજે એમ કહી ચપટી માંહેલા દાણા જમીનપર મુકી તે જગ્યાએ બેઠેલ સમક્ષ ગણવા લાગ્યો અને તેની ગણતરીમાં બેકી આવી તેથી બોલ્યો નહી પીત્રુ પીડાતો નથી જુઓ ભાઇ વાચા આવી.

વાંચકવૃંદ ભુવાઓ ભરેલી ચપટી માંહેથી નીકલતા દાણા જો એકી આવે તો વધાવો અને બેકી આવે તો વાચા ગણે છે.

તેથી તેણે બીજી ચપટી ભરી અને કહ્યું માતા જો ભૂત વળગ્યું હોયતો વધાવો દે એમ કરી ગણવા લાગ્યો એટલે એકી આવી જેથી બધાને કહેવા લાગ્યો ધાને કહેવા લાગ્યો જુઓ ભાઈ વધાવો આવ્યો. કહો ભાઇ ભૂત વળગ્યું સે એતો નીસ્યેસે ખરેખર શેઠ કહો હવે બીજું શું પૂછવું છે.

વહેમી લોકો વાહ કરી વાતો કરવા લાગ્યા જુઓ ભાઇ કેવું સાચ એના માગ્યા મુજબ વધાવો આવ્યો એટલે બીજો બોલ્યો.

હાજો પીત્રુ પીડા નહોતી તો કેમ વધાવો ન આવ્યો માટે અવસ્ય ભૂતની પીડા લાગે છે. પણ અકલ હીન ભોટ એટલું નથી સમજતા કે ગણતરીમાં એકી કે બેકી શિવાય બીજું શું આવવાનું અને માગ્યા મુજબ આવ્યું એટલે તે પીડા છે તેમ કહેવાને તેને કોણ રોકી શકે છે.

નેમચંદે કહ્યું કહો શું ઉપાય તમે કહોતે કરીયે ભૂવાએ કહ્યું કંદારો કરી આપું અને તેનાથી તેમને જલદી આરામ થશે પણ જુઓ સવા પાંચ રૂપૈઆ માતા નીવેદના માગે અને ભૂતના બાકળા જુદા નેમચદે કહ્યું ભલે તેમાં શું એમ કહી તેમને માગ્યા

મુજબ પૈસા આપે છે.

પછી ભૂવાએ એક ગલીયર રંગનો દોરો મંગાવ્યો અને મણીની પાસે જવા લાગ્યો એટલે મણીને શુદ્ધી આવી અને બોલી ઊઠી કોણ અરે હેવાન તું પરપુરૂષ મારા શરિરને અડકવા કાં આવે છે પિતાજી આ શું છે આ સઘળા કેમ ભેગા થયા છે મને જણાવો, એટલે નેમચંદે કહ્યું બેન તને ભૂતની પીડા છે તેથી તને દોરો કરી આરામ કરવાને આવેલ છે અને બીજા સર્વે ફક્ત જોવા આવ્યા છે.

**મણી—શું** જોવા આવ્યા છે ભવાડો

અને આ ગધેડો શું મારૂં દુઃખ મટાડશે પિતાજી વહેમી શું બની ગયા છો મહારા અંતરનું દુઃખ માહરા હૃદય વલ્લભનો વિયોગ વિયોગ શબ્દ બોલતાં તેને વિયોગીનો વિયોગ સાંભરી આવ્યો. વિયોગ વીયોગ વીયોગ બોલી બેભાન થઇ પૃથ્વીપર પડી એટલે ભૂવાએ પાસે જઈ પેલો દોરો જટલઇ પગથી માથા સુધી માપી લીધો અને તેને ધુપદઇ સાત ગાંઠ મારી કંઈ મંત્ર ભણતો હોય તેમ હોઠ હલાવતો તે દોરો મણીને બાંધવા ચાલ્યો એટલામાં મણીને ભાન આવ્યું અને બોલ ચંડાલ ઠગારા તાહરી ઠગાઇને ઉત્તેજન મળ્યું તને પૈસો મળ્યો એટલેથી સંતોષ માની હવે અહીંથી દૂર થા માહારા જાણવા છતાં મારા શરીરને પરપુરૂષનો સ્પર્શ થાય તે મારા પતી વ્રતપણાને લાજમ ભરેલું ગણાય માટે તાહરો દોરો તું લઇજા અહીથી હવે જલદી વીદાય થા નહીં તો તેમાં સાર નથી

**ભૂવો**—માતાનું અપમાન

**મણી**—માતાનું અપમાન નહી પણ માતાને નામે પ્રપંચ કરી મનુષ્ય ઠગનારનું અપમાન

**ભૂવો**—હું ઠગારો નથી હું ભૂવો છું.

**મણી**—ભૂવો તે **શું.**

**ભુવો**—માતાનો સેવક અને જેના સમર્થાથી માતા તેની પાસે આવે તેને અમે ભૂવો કહીએ છીએ

**મણી**—વારૂ ત્યારે તારી પાસે માતા આવે છે અને તને સઘળું કહે છે.

**ભુવો**—હાજતો વળી.

**મણી**—ત્યારે પૂછ માતાને મને શું દુઃખછે.

**ભુવો**—તેતો મે પૂછ્યું તને ભૂત વળગ્યું છે

**મણી**—ગુસ્સાથી અરે પઠ માતાના નામને નામોશી નહી લગાડ તાહરા જેવા દેવને નામે પૈસો ઠગનાર તથા લોકને વહેમના ભૂલાવામાં પાડનાર નીચન હું હજારવસા ધિકારૂં છું અને તેવાને ઉત્તેજન આપનારને પણ ધિક્કાર છે. જા તાહરૂં કાળું કર મને તાહરૂં મો નહી બતાવ પિતાજીઆને રજા આપો એમ કહેતાં નેમચંદે તેમને રજા આપી સર્વે સોને ઘેર ગયાં ત્યાર પછી દિવસે દિવસે જેમ જેમ મુદત થતી ગઈ તેમ તેમ તેના તરગો કંઇ કંઇ કમતી થતા ગયા અને પરિપુર્ણ ઇશ્વર ભક્તમાં તેનું ચીત્ત જોડાયું.

---

## પ્રકરણ ૧૨ મું.

પ્રીય વાંચક આપણી વાર્તાનો નાયક મીસ્તર દીનકરના ખુન કરવાની અણીપર આવેલ તેનો તાજો દુસ્મન દોલતસીંહ કોણ હતો તે જાતી પોતાના કુટુંબમાં કુસંપના બીજ રોપ્યાથી પોતાના બાપ દાદાની પરાક્રમ પેદા કરેલ જાગીર ખોઇ બેશી વાલ કેવી હાલતમાં આવી પડયા છે તેનું લગાર બ્યાન નીચેની હકીકત વાંચ્યાથી જણાશે દોલતસીંહ. આપણે આગળ વાંચ્યું જે જાતે રજપૂત હતો તેના ઘરમાં હમેશ અન્નની ચીન્તા હતી કોઈ કોઇ વખત તેની ઘરમાં હાંડલાં પાટીઆ ભડાભડ બાંધી હડા હડા હબાંયું કાઢતાં કોઇવાર દોલસીંહ બાંયુ લઇ ઘરના ચાર ખુણા ફરતા ત્યારે તે બાંયુ ( વાંસડાની કોઇ જાતની અટકાયત નહી નડતાં સુખેથી ચારે દીશા ફરતો એટલાં બધાં તેના ગરમાં રાચ રચીલાં હતાં. એકાદશી તથા જન્માષ્ટમી તેને અનીયમીત પણે દર્શન દેતી હતી. સારાંશ દોલદસીંહભાઇની એટલી બધી આબરૂ હતી કે ગામનો પ્રજાપતી ( કુંભાર ) તેને ત્રણ દંમડીનું હાડલુ ઉધાર આપતો પાઇની પેદાશ નહી ને ઘડીની ફુરસદ નહી. પણ તે કૃષ્ણપક્ષમાં કયારેક ધનવાન બનતો પણ શુકલ પક્ષયમાં બેઠું બેઠું ખાવાથી

તે પાછો અસલ સ્થીતીએ આવી પહોંચતો. કારણ કે તેલુંટપ્પાટનો ધંધો કરતો હતો દીવસના કામ નહી તેથી દોલુભા દરબાર પોતાનો વખત ચોરેજ ગાળતા હતા. ગામના આવી સ્થીતીના દોલુ બાદરબાર હતા પણ તે ગામની રૈયતથી આ દરબારને તુંકારે બોલાવાતું નહી.

ગામની સ્ત્રીઓના મન હરણ કરવા તે કપડાલતાંનો ઠાઠ કંઇક ઠીક રાખતા તથા છટા માટા રહેવામાં કચાશ રાખતા નહી

એક વખત દોલુભા દરબાર ચોરે જવા માટે કપડાં પહેરી તૈયાર થયા દર્પણ લઈ મુખ જોવા લાગ્યા પણ મૂચ્છ કંઇ મેલી થયેલ જણાઇ તેથી દરબાર સાહેબે તેને તેજોમય કરવા ધાર્યું દીવાના કોડીયામાંથી તેલ લઇ મુચ્છપર ચોપડવા માંડયું તેમાં બીજા હાથની જરૂર પડતાં દર્પણ બાજુપર મુકાયું અને તેલ લગાડતાં સાથે દીવાની વાટ મુચ્છ પર આવી લાગી તેની દોલતસીંહને ખબર રહી નહી અને હાથમાં હુક્કો ગ્રહી બાઇશ્રી ચોરે ગયા દાયરો ભેગો થયો ગપસપ ચાલવા માંડી તેવામાં એક હજામની દૃષ્ટી દોલુભાની મુચ્છ પર ગઇ અને તેણે જાણ્યું જે બાઇશ્રીએ તેલ લગાવ્યું છે પણ વાટ સાથે આવી ગઇ જણાય છે પછી તેણે દોલુભાને પૂછ્યું.

**હજામ**—દરબાર આજે શું જમ્યા.

**દોલતસિંહ**—કેમ પૂછવું જોઇયું.

**હજામ**—નહી દાજી તમારી મુચ્છપર કંઈ એઠું એઠું છે.

**દોલતસિંહ**—હાથ ફેરવ્યો તો જણાયું કે વાટ આવી ગઈ છે ખુલ્લું કહે તો મશ્કરી થાય જેથી બોલ્યો શેવું ખાધી એમ કહી તેવા ટચાવી જવી પડી એટલામાં તેનો છોકરો આવ્યો ને બોલ્યો.

**છોકરો**—દાજી દાજી કાળુડી ગુડાણી દાજી આશમશાથી સમજ્યા કે હાંડલું ફુટી ગયું છે તેથી બોલ્યો.

**દોલતસિંહ**—કાળુડી ગુડાણી તો રાતુડીપર પલાણ માંડો છોકરે આ શમશા તેની માને કહી એટલે તેણે સમજી બોરીયામાં રાંધવું શરૂ કર્યું અને તેમાં લોટની ફીકી રાબ બાફી તે ચડી રહેવા આવી એટલે લાકડાની કડછીથી હલા-

તત્રા ગઈ પણ ઘડાનું મોઢું સાંકડું જેથી કાછી અંદર દાખલ થઇ નહી તેથી તેણે વળી શમશા કહેવરાવી તે પ્રમાણે છોકરે ચોરે આવી તેના બાપને કહ્યું.

છોકરો—દાજી રાતુડી લગામ જાલતી નથી.

દોલતસીંહે સમજી જવાબ આપ્યો સાલા પાણે પાણે મોઢું ડોચી નાખને છોકરે આવી તેની માને કહ્યું બાઇએ પથ્થરથી મોરીયાના કાંઠા ભાંગવા શરૂ કર્યા. પણ તેમ કરતાં મોરીયો આખો ભાંગી ગયો તેથી ફરી શમશામાં કહેવરાવ્યું તે પ્રમાણે છોકરે ફરી તેના બાપને કહ્યું.

છોકરો—દાજી રાતુડી ગુડાણી.

દોલતસિંહના ઘરમાં બીજો આટો કે વાસણ હતું નહી તેથી તેણે કશો જવાબ દીધો નહી અંતે કાયર થઇ છોકરો ઘેર આવ્યો તેની મા ભલી હતી તેણે પાડોશણને વાત કરતાં તેણે આટો ઉછીનો આપ્યો અને કલેડું આપ્યું તેથી બાઇએ રોટલો બનાવી શમશા કહી છોકરાને ચોરે મોકલ્યો છોકરો ચોરે આવી બોલ્યો.

છો—દાજી દાજી રોટલસિંહ આવ્યા છે તે ઉને થઈ અનલ પુર જવાના છે માટે મુળચંદશાહને લઇ વ્હેલા આવો દોલતસીંહ સમજ્યો કે એટલો થયો છે વળી ઉનો થયો છે ઠરી જવાનો છે માટે મને મુખો લઇ બોલાવે છે જેથી તે મુખો લઇ ઘેર જઇ જમ્યો. દોલુભાનો પેલી કુટલાએ ફાંકડો જાણી સંગ કર્યો હતો પણ પાછળથી પોગળ ખુલતાં તે તેને હવે અતી અપ્રીય હતો પણ દોલુભાની નાગાઇને લીધે તે તેને તરછોડતાં ડરતી જેથી તે કોઇ કોઇ વાર ત્યાં આવી ચડતો તેજ મુજબ આજે કુટલાની ખુલ્લી ખડકી જોઇ આવી ચડયો હતો.

## પ્રકરણ ૧૩ મું.

### દોલતસિંહની તલવારથી દિનકરનું બચી જવું.

દોલતસિંહે તલવારનો ઘા કર્યો તેવોજ દીનકર નીચે નમી ગયો અને દોલતસિંહનો ઘા આરામ ચેરના એક ભાગ સાથે અથડાયો તેની શમશેર ભંગ થઈ.

આયુષ્ય બળવાન છે પ્રભુ રાખે તેને કોણ મારી શકે છે પોલીસ આવ્યા દોલુભાને પકયા એટલે કુલટા તેની નજદીક આ-

વી પોતાનું ઓઢણું પહોળું રાખી તેની સોડમાં દીનકરને રાખી પછવાડેની ભીંત તરફ લઈ ગઇ ત્યાં એક નાની બારી હતી તે-માંથી દીનકરને પલાયન કર્યો.

પોલીસોએ આમ તેમ જોયું તો લાશ મલી નહી આમ તેમ ઘણું જોયું છેવટ દોલતસિંહને બાંધી પોલીસ સ્ટેશને લાવ્યા તે સાથ પેલી કુટલાને પણ હાજર રાખી બીજે દહાડે પોલીસ કોર્ટમાં બંન્નેની જુબાની લીધી અને બરોબર તપાસ કરતાં જણાયું કે ખુન થયું નથી પણ સામો આશામી બચી ગયો અને તેને સહી સલામત કુટલાએ કાઢી મૂક્યો છે એ બંન્નેને લાયક શિક્ષા થઇ.

ખુન થયું પ્રસરેલી વાત જુઠી પડી દીનકરને જીવતદાન મળ્યું સમજી હવે મોઢું ન બતાવવું સારૂં એમ માની પોતાના આશ્રયકાર વણીક કમળાશાને મળ્યા શિવાય ચાલ્યું જવા ધાર્યું રસ્તે ચાલતાં પસ્તાવા લાગ્યો અને કહેવા લાગ્યો અરે પ્રભુ મારો વિચાર પાપ કર્મમાં જોડાવાનો નહી હતો ફક્ત કોણ છે અને કેવી વર્ત-ણુકવાલી છે તે જોવા મેં ધારેલ પણ એટલામાં તેં મને દંડ દીધો ખરેખર તે શીક્ષા ખમવા હું લાયક હતો કુસંગી સંગ દો-પણું મેં લગાર કુસંગ કર્યો તો તેનું મને ફળ ચખાડયું તો વધારે કુસુમ કરવાના પરીણામ કેવા બુરા આવે તેનું મને માન આવ્યું તથા પરદેશમાં જતાં મને આ એક શિખામણ મલી એમ બોલી તેજ વખતે અંધારી રાત્રે ચાલતો થયો મરણના ભય વગરનો નિડર ચિત વાલો આપણી વાર્તાનો નાયક દીનકર રસ્તે પડયો. આખી રાત તેણે ચાલ્યા કીધું શિતળતા કમતી થઇ સૂર્યનો ઉદય થયો એટલે ભાવલપુર નામના નગરમાં આવી ચડયો ત્યાં એક વીશીમાં તે ઉતર્યો અને ગામમાં ફરવા જવું ધાર્યું, પછી વિચાર કરવા લાગ્યો મારી પાસે એક પાઇ નથી આજે ખાવું શું હવે કેટલું ચલાશે પરદેશ જવું છે પણ ટીકીટના પૈસા છે નહી એમ વિચાર કરી હાથ સામે દષ્ટી કરી બોલી ઉઠયો ઠીક આ વીંટી છે શા કામની ચાલ વેચી તેનાં નાણાં કરૂં એમ કહી સોનીને ત્યાં તે વીંટી વેચી તેના ઉપજેલા પૈસા લઇ વીશીમાં આવ્યો ત્યાં નાહી ધોઇ નીત્ય કર્મ કરી જમ્યો, અને વીશી વાલાને પૂછવા લાગ્યો ભાઇ મુંબઇ જવા રેલવે ટાઇમ શું છે વી-શીવાલે કહ્યું ભાઇ નવને પાંચ મીનીટ દીનકરે પોતાનું ઘડીયાળ

તપાસવું ત્યાં જાજો વખત હતો નહી તેથી વીશીવાલાને પૈસા ચુકાવી ત્યાંથી વિદાય થયો અને સ્ટેશનપર આવી મુંબઇની ટીકીટ લીધી અને ગાડીમાં બેઠો ટાઇમ થતાં રેલવે રવાને થઇ અને અમદાવાદ આવી પહોંચી, તે દહાડો ગુરૂવાર હતો અમદાવાદ સ્ટેશન થતાં ટાઇમ વધારે હોવાથી દીનકર વીશીમાં ગયો સ્ટેશનપરથી આ શહેરનો દેખાવ તેને રમણીય લાગ્યો વળી આવતી કાલે શુક્રવાર છે જેથી શહરહુ શહેરમાં ભરાતી ગુજરી જોવા દીનકરને મન થયું તેથી તે રોકાયો વીશીમાં જમી ગામમાં ફરવા નીકળ્યો થોડો ભાગ જોઇ વખત થતાં પાછો ઉતારાપર આવ્યો સાંજના જમી પાગરણ લઇ વીશીમાં સુતો સવાર થયું જાગૃત બન્યો નાહી નીત્ય કર્મ કરી ગૂજરી જોવા જવા તૈયાર થયો અને ત્યાં જઈ પહોંચ્યો આમ તેમ જોતાં દૃષ્ટી કાપડીયાપર ગઈ અને વિચાર્યું કે હાલ મારે કપડાંની જરૂર છે તેથી એક ધોતી જોટા લઉં એમ ધારી કાપડીયા પાસે ગયો અને ચીની છટાઇ કોરના ધોતી જોટાનો ભાવ પૂછ્યો દીનકરને તે રૂચીકર નીવડ્યો જેથી પૈસા કાઢવા ખીસામાં હાથ ઘાલવા ગયો તો પૈસા કે ખીસો તેમાંનું કશું તેને હાથ લાગ્યું નહી. ગભરાયો વિચારમાં પડ્યો હિંમત રાખી અને બરોબર જોયું તો તેનો અર્ધ ખીસો કોટના અસ્તર સાથ ચોટેલો છે અર્ધ ખીસો નથી એટલે વેપારીએ કહ્યું કેમ શેઠ ગભરાવોછો કેમ દીનકરે કહ્યું મારો ખીસો કોઇ મારી ગયું જણાય છે. વેપારીએ જોયું અને જાણ્યું પછી બોલ્યો શેઠ આ ગામમાં ગાફલ રહેવાય કંઇ ચિંતા નહી આપ કેવા છો દીનકરે જવાબ આપ્યો કે હું વાણીયો છું. વણીક-તમે ક્યાંના રહીશ છો. દીનકર-હું મધુમતી રહું છું,

**વણીક**—અહીં કોને ત્યાં ઉતર્યા છો

**દીનકર—હું** મુંબઇ જવા અહીં વીશીમાં ઉતર્યો છું.

વેપારી—હશે કંઇ નહી બેસો મારી પાસે હમણે બજાર ખલાસ થશે એટલે આપણે મારે ઘેર જશું મુંઝાશો નહી. દીનકર-નહી તેમાં મુંઝાવુંશું આમ બોલી વિચાર કરવા લાગ્યો. વાહ પ્રભુ શું દશા ખરે મારી ભાગ્ય દશા પડતી આવવાની લાગે છે ખેર નશીબમાં માંડ્યું હશે તે થશે થયું. આ બીજી શિખામણ કે પરદેશમાં પુર્ણ સાવચેત રહેવાની જરૂર છે એટલામાં બજાર વિખરાવા લાગ્યું પેલા વાણીયાએ પોતાના માણસને સર્વ સંકેલી ઘેર લાવવા

ફરમાવ્યું અને દીનકરને સાથે લઈ પોતાને ઘેર આવ્યો ત્યાં દીન-કરને તેણે આગ્રહથી જમવા બેસાડયો દીનકર જમ્યો પછી બંન્ને જણ બહાર બેઠા અને પેલા વણીકે કહ્યું.

**વાણીયો**—કહો ભાઇ તમારી ટીકીટ છે કે તે પણ ગઇ

**દીનકર**—ના ભાઇ તેતો મારા બીજા ખીસામાં હોવાથી રહી છે.

**વાણીયો**—જુરો ભાઇ તમારે પરદેશ જવું છે ત્યાં તમને પૈસાની જરૂર પડશે. માટે હું સેવકની કઇ મદદની તમને જરૂર છે તેમને જણાવો.

**દીનકર**—નહી મીત્ર માહરે મદતની બીલકુલ જરૂર નથી જેવાં મારાં પ્રાલબ્ધ

**વણીક**—એમ થાય એકતો તમે મારા જ્ઞાતી બંધુ છો. બીજું મારા દેશી બંધુ છો વળી પરદેશ ગમન કરી સારી પાયરીપર આવવા તમે વિચાર ધરાવો છો. દેશીને ઉત્તેજન આપવું તે દેશી બંધુની ફરજ છે. ધનવાને ધનથી નિર્ધને તનથી અને ડાહ્યાએ પોતાના મનના મતથી આમ જેવી બને તેવી પરસ્પર મદદની આપલે કર્યાથીજ દેશનું શ્રેય થાય છે જેથી મારી નમ્ર માગણી કબુલ રાખી મારી શક્તિ માપકની મારી આ પાંચ રૂપૈઆની મદદ સ્વીકારશો અને તે બક્ષીશ આપું છું તેમ માનશો.

**દીનકર**—શાબાશ મારા વાલા મિત્ર હિંદમાં તાહરા જેવા હીરાની સંખ્યા કમતી છે. અવસ્ય મારા વ્હાલા દોસ્ત હિંદમાં તાહરા જેવા સઘલા હિંદી બંધુના મત હોય તો હિંદની આ દશા હોય નહી, પણ એક બીજાનો દ્વેશ બદમોય વગેરેમાં આપણી ભારત ભુમી પાયમાલ થઈ ચુકી છે. પ્રભુ કરે અને સર્વના મગજમાં આવા વિચાર હમેંશ આવે ભાઇશ્રી હું આપની બક્ષીસ માથે ચડાવું છું આટલું કહી પૂછ્યું.

**દીનકર**—ભાઇશ્રી આપનું નામ

**વણીક**—મારૂં નામ ગોકલદાસ છે.

**દીનકર**—આપ અહીંનાજ રહીશ છો.

**ગોકલદાસ**—નાજી આપના તરફ મારો નીવાસ હતો.

**દીનકર**—અમારા તરફ કયા ગામમાં

**ગોકલદાસ**—તુલજાપુરીમાં

**દીનકર**—ને તેનું નામ અને ગામ જાણતાં શંકા પડી અને બોલ્યો ભાઇ હવે ત્યાં કોણ છે.

**ગોકલદાસ**—ત્યાં ફક્ત મારી ઘરવાળીજ છે.

**દીનકર**—તેનું નામ :

**ગોકલદાસ**—દીવાલી

વાંચક તેને કુલટાના નામથી તું ઓળખતો આવ્યો છે તેજ આ દીવાલી.

**દીનકર**—પરિપુર્ણ સમજ્યો. અને તેને પેલી કુલટાની શમશા યાદ આવી.

વહાલા વાંચક આગલના છઠા પ્રકરણ માંહેની સ્ત્રીની શમશા શું એને દીનકરે જાણી હતી તે તેને ઘેર ગયો હતો પણ તું જાણવા તલસ્ત રહ્યો હોઇશ તો. જણાવું છું કે તેણે કહ્યું હતું કે

| **શમશા.** | **અર્થ.** |
|---|---|
| એક ઝાડને બાર દાલ | તેમાં ઝાડ રૂપ વરસ ગણવું દાલ રૂપ માસ |
| દાળે પત્રા ત્રીશ | ત્રીશ પાંદડાને માસના દિવસ ગણવા. |
| દ્વાદશ દાળે ત્રીશમું | બારમી દાળ આસો માસ ૩૦મું પાંદડું વદઅમાસ |
| પાન નામ ગણીશ | દીવાલી તેનું નામ સમજવું |
| વળી તેજ ઝાડની સાતમી | સાતમો માસ વૈશાક |
| દાળે ચોથું પાન | સુદ ૪ |
| સસરો સું જ સુલક્ષણો કોયલ ધર જે કાન | ગણેશ ચોથ ગણેશ તેના સસરાનું નામ જાણવું |
| દશ દાળે ત્રેવીશમા | દશમો માસ શ્રાવણ ત્રેવીશમો |
| પત્રા તણો સમાજ | દિવસ વદી ૮ |
| એ એંધાણે ઓળખો છે મારો શીરતાજ | ગોકલ આઠેમ ગોકલદાસ તેના પતીનું નામ જાણવું |
| જય વિના જીવે ઘણું જાતે વેલો એહ એ એંધાણે ઓળખો મારી સાસુ તેહ | અમરવેલ તેની સાસુનું નામ અમર |

જોગી પણ જડ રૂપ છે ⎫ જટા ધારી પણ ચેતન્ય વગરનો
મુજ ફળીયાની માંહી ⎪ વડલો.
એ એધાણે આવજો ⎪
પ્યારા પ્રીતમ ત્યાંહી ⎭

**દીનકર**—તમારા પીતાનું નામ શું ગણેશ છે

**ગોકલદાસ**—હાજી

**દીનકર**—તમારી માતાનું નામ અમર કે

**ગોકલદાસ**—હાજી તમે કયાંથી જાણો.

**દીનકર**—હું ત્યા તરફનાં આપણા સર્વ જ્ઞાતીબંધુ ને નામથી ઓળખું છું.

**ગોકલદાસ**—વાહ

દીનકર મનમાં સઘળું સમજયો પણ વિચાર કીધો કે આ વખત આને જણાવવું વ્યાજબી નથી તેથી બોલ્યો ભાઇશ્રી હવે ટાઇમ થાય છે એમ કહી બંને નવા મીત્ર સાથે સાથે ચાલી વીશીમાં ગયા. ત્યાં તેના પૈસા ચુકાવી સ્ટેશનપર જઇ દીનકર ગાડીમાં બેઠો ટાઇમ થતાં ટ્રેન ઉપડી બંને મિત્ર એક બીજાને સલામ કરી જુદા પડયા.

———(૦:*:૦)———

## પ્રકરણ ૧૪ મું.

આ બાજુ કેશવલાલ રૂપાલીને ઘેર મુર્છાત થયેલો છે રૂપાલીએ તેને ફોલી ખાવાની ઇચ્છાએ તેની સાર વાર કરવામાં કચાશ રાખી હતી નહી તે સચેત થયો અને રૂપાલીને પુછવા લાગ્યો

**કેશવલાલ**—રૂપાલી બાઇ દીનકરનું દોલતસિંહે ખુન કર્યું.

**રૂપાલી**—હા.

**કેશવલાલ**—દોલતસિંહ કોણ. અને તેનો ખુન કરવાનો હેતુ શું.

**રૂપાલી**—દોલતસિંહ અહિંનો એક રજપૂત છે તેનો ખુન કરવાનો હેતુ એજ કે તે અહીંની એક છોકરી દીવાલી સાથે ચાલે છે તેને ત્યાં તે બિચારાને આ રાંડ લાવેલી એટલામાં દોલતસિંહનું ત્યાં જવું બન્યું જેથી તેણે તેને મારી નાંખ્યોએમ સાંભળ્યું છે પણ શેઠ વળી બીજું અચરજ

જેવું કે તેની લાશનો પતો નથી તેનું શું થયું હશે રૂપાલીએ આશ્ચર્યતાથી પૂછ્યું.

**કેશવલાલ**—હેં પોલીસ નહી હતી. તેણે કશી તપાસ કરી નહીં

**રૂપાલી**—હા કરી હશે આજ કંઈ ધાંધલ થઇ હશે હવે સવારે ખબર મલશે.

**કેશવલાલ**—સવારે કયાંથી ખબર મલશે.

**રૂપાલી**—ગામમાં વાતો થશેને એવી બાબત છાની રહે પાપ તો પીપલે ચડી પુકારે

**કેશવલાલ**—રૂપાલી બાઇ તે દીનકર મારો મિત્ર હતો તેને શોધવાજ હું અહીં આવ્યો છું માટે તેનું શું થયું તે નકકી જાણવા મને પુરી જરૂર છે જો તમે તેનો નકી પત્તો લાવી આપશો તો તમને સારી પહેરામણી આપીશ કેશવલાલે આશા આપતાં જણાવ્યું.

**રૂપાલી**—હેં એમ છે ત્યારે તો કંઇ વાંધા જેવું નહી ખરેખરી. બાતમી આજ સવારે તમારા મુખ આગળ ખડી કરીશ. મને તમે ઓળખતા નથી આ ગામમાં આજે શું બન્યું આગલ શું બની ગયું છે આવતી કાલે શું બનશે તેના ખબરનું આ એક ટેલીફોન હાઉસ છે માટે કશી હરકત નહી ખરે ખરી ખબર આવતી કાલે આપીશ. તે બાબત નચિંત રહેશો અને વખત ઘણો થયો છે હવે જરા આરામ લ્યો હું પણ હવે સુઇ જાઉં છું.

કેશવલાલે વારૂ કહી વિચારમાંને વિચારમાં બિછાનાપર આમ તેમ આળોટી રાત કાઢી. સવાર થયું કેશવલાલ ઉઠી દંતધાવન કરી જંગલ જઈ આવ્યો.

રૂપાલી તથા તેની દાસીઓ પણ જાગૃત બની સૌ સૌના કામમાં ગુંથાયા ગરમ પાણી હાજર થયું કેશવલાલે સ્નાન કર્યું પટ કર્મ કર્યું અને સવારના કાર્યથી ફારક થઇ પાસેની આરામચહેર પર બેઠો ઊંટવાલાને ભાડું ચુકાવી રજા આપી. નવ વાગ્યા હતા.

એટલામાં રૂપાલીની ખડકીની સાંકલ ખડખડી રૂપાલીએ જાણ્યું કે કોઈ આવ્યું છે, જેથી દાસીને દ્વાર ખોલવા કહ્યું તે પ્રમાણે દાસીએ કરતાં અંદર કોઈ દાખલ થયું.

પ્રીય વાંચક આવનાર માણસ બીજો કોઇ નહી પણ મિસ્તર દીનકરનો આશ્ચર્યકારક કમળશીજ હતો. તે પોતાને ત્યાંથી દીનકર આજે ત્રણ દહાડા થયા ગુમ થયેલો તેમાં વલી તેનું ખુન થયું એવી ઉડતી શંકા ભરેલી વાત સાંભલીં આ પ્રખ્યાત બાતમીગારને ત્યાં દીનકરની થયેલ હકીકતથી વાકેફ થવા આવ્યો હતો.

રૂપાલીએ તેને આવતો જોઈ કહ્યું કમળશી શેઠ કેમ કંઇ ભૂલા પડયા. રૂપાલીએ મરડથી કહ્યું.

**કમળશી**—ભૂલોતો શું જરા તમ સરીખું કામ છે.

**રૂપાલી**—ભલે ખુશીથી ફરમાવો આજ મારા ભૂવનમાં આપ સરિખા શેઠીયાના પવિત્ર પગલાં થવાથી મારા હૃદયમાં ખુશાલી થવા સાથ આચર્ણારજ દાસી આપનો પરિપૂર્ણ આભાર માને છે.

**કમળશી**—વારૂ છો તો ખુશીમાં કે

**રૂપાલી**—હાજી અતી આનંદમાં છું અને વલી આજ આપનાં દર્શન થવાથી તેમાં વૃદ્ધી થઇ મારા ભૂવનમાં આનંદાનંદ પ્રસરી રહ્યો છે. શેઠજી પ્રેમની પરિસીમા નથી વળી તે વેચાતી મળતો નથી આપતો કદી આ દાસીની સંભાળ લેતા નથી રૂપાલીએ સ્વાર્થમય વચન કહ્યાં.

**કમળશી**—વાણીયાગત કરતો હા જુઓને આવ્યો આ તમાડેને અમાડે કાં જુદાઈ છે જેવી તમે પ્રીતી રાખો છો તેવીજ હું રાખુ છું તેમાં કંઇ ફેરફાર હોય તો મને તમાડા સમ છે લ્યો બસ કમળશીએ હાવકું મો રાખી કહ્યું.

**રૂપાલી**—એમજ જોઇએ મહેરબાની રાખવી હો શેઠ.

**કમળશી**—વારૂ આજ ના શું નવીન.

**રૂપાલી**—આજ ના નવીન જોઇએ તો સાંજના આવજો.

**કમળશી**—વારૂ કાલ પરમ કે તે પહેલાનાં કાંઇ જાણુવા જોગ નવીન સમાચાર.

**રૂપાલી**—નવીન સમાચારની તમને નહીં ખબર હોય તમે પણ ગામમાં રહો છો.

**કમળશી**—નહીં પણ તમારા જેટલા હોય.

**રૂપાલી**—નવીન સાંભળો લો ત્યારે.

ભીમા પટેલની ભેંસ ભડકી બેચરખાંની બકરી કુદી
કાલીદાસની કુતરી પાદી ગપ ગોળાષ્ટકની તોપ ફુટી
કહો હવે બીજા શું નવીન જોઇએ છે રૂપાલીએ શેઠને
ખુશી કરવા ફારસ કર્યું.

**કમળશી**—વાહ વાહ તે તો જાણ્યું પણ ગામના જાણવા જોગ નવીન ખબર આપોને.

**રૂપાલી**—હા નવીનમાં પરમ દિવસ દિવાલીને ત્યાં એક ખૂન.

**કમળશીએ**—વાત કઢાવા જાણે નહી જાણતો હોય તેવે ચહેરે પૂછ્યું.

**કમળશી**—હેં શું ખુન તે વળી કોનું.

**રૂપાલી**—ખુન એક મધુમતીના વણીક પુત્રનું.

**કમળશી**—કોણે કર્યું.

**રૂપાલી**—દોલુભા દરબારે

**કમળશી**—શા માટે

**રૂપાલી**—શા માટે કેમ તે પેલી રાંડ દીવાલી તે બીચારાને તેને ત્યાં લઇ ગઇ હશે ત્યાં આ ભાઇ જઇ ચડયા તમને ખબર તો હશે કે એ રોયાને તેની સાથે નાતો છે.

**કમળશી**—હાં હાં તેનું શું થયું.

**રૂપાલી**—તે પરમ દિવસ થયું કાલની બાતમીથી હું અજાણ છું કારણ કે મારે ઘેર પરોણા આવેલ છે તેની સારવારમાં રોકાવાથી બહાર જઇ શકી નથી અને મારા બાતમીગારો પણ મને કાલે મળ્યા નથી.

**કમળશી**—વારૂ તે ખુન થયું કે તે બચ્યો એવું મેં તો સાંભળ્યું.

**રૂપાલી**—હા તે હશે જુઓને કેછકે લાશનો પતો નથી ત્યારે પોલીશ આવે એટલામાં લાશ ક્યાં ગુમ કરે.

**કમળશી**—હા સાળું શંકા ભરેલું તો ખરૂં.

**રૂપાલી**—હા છે તે તેમ

આ વાત કેશવલાલ જે એક બાજુ બેઠો બેઠો સઘળું સાંભળે છે તેને કાને આવતાં તેના હૃદયમાં હર્ષના અંકુર ફુટવા લાગ્યા તેનો ચહેરો સતેજ બન્યો તેણે પોતાની કર્ણેંદ્રીયને તે તરફ દોરવી એક ચિતે સાંભળવા લાગ્યો.

**કમળશી**—પણ હવે તેનો પુરે પુરો પતો મળે

**રૂપાલી**—મળી રહેશે

**કમળશી**—મળી રહેશે એમ નહી મારે તે બાતમીની પુરી જરૂર છે આ કામ કરવા જેવું છે હું તમારો ઉપકાર ભૂલીશ નહી-કમળશીએ આશા આપતાં જણાવ્યું.

**રૂપાલી**--વળી તમારે બી-તેની પુરી જરૂર છે એટલું બધુ શું

**કમળશી**—અરે તે મારે ત્યાંજ ઉતરેલો હતો આજથી આઠ દહાડાપર તે નદી કીનારે ઉભો હતો. ત્યાંથી હું તેને મારે ઘેર લાવ્યો હતો ખાનદાન કુળનું ફરઝન છે. પોતાના માબાપથી રીસાઇ આવેલ છે અરે પણ શું તેની નમ્રતા કેવી તેની લાયકાત વાહ તેનો મન ગમતો સ્વભાવ કેવું સરસ તેનું રૂપ રૂપાલીબાઈ મને સંતાન ન હોવાથી મારો વિચાર તેને પુત્ર તરીકે રાખવાનો હતો પણ મારાં કમનસિબે તે રત્ન મારા હાથમાંથી અદ્રસ્ય થયું, રૂપાલીબાઇ તે ઘણોજ સત્યવંતો હતો. કુલક્ષણનું તેના શરિરમાં નામ હતું નહી. તેને તે રાંડે કેમ ફસાવ્યો હશે તે હું જાણી શકતો નથી.

**રૂપાલી**—રાંડ શું કરી શક્તિ નથી સ્ત્રીએ કોને છોડયો છે શંકર સરિખા ભીલડીની મોહજાળમાં ફસાયા તો મનુષ્ય કઇ ગણત્રીમાં.

કેશવલાલ આ બધું સાંભલી આશ્ચર્ય પામ્યો તેણે જાણ્યું કે આવતાં વખતજ મારો મિત્ર આ માણુસને ત્યાં ઉતરેલ હોય તેમ તેના બોલવાથી જણાય છે વળી તે કહે છે કે છ દહાડા સુધી મારે ત્યાં હતો અને આજ ત્રણ દહાડાથી પતો નથી તો છ દહાડાની તેની હીસ્ટરી ખરેખરી પરિપૂર્ણ આની પાસેથી મળશે આમ મનમાં વિચાર કરે છે એટલામાં કમળશીએ રૂપાલીને પૂછયું.

**કમળશી**—વારૂ આ મેમાન કોણ છે.

**રૂપાલી**—હા કહેવું ચુકી જાઉ છું તે પણ એ દીનકરનીજ શોધ માટે.

**કમળશી**—હેં.

એટલામાં કેશવલાલે કહ્યું હા શેઠ દીનકર જેની વાત અત્યારે કરોછો તેમારો જીગર જાન દોસ્ત છે. તેના માબાપથી રિંસાઇ સ્વભૂમી માતા પિતા તેની સ્ત્રી વગેરેને છોડી પરદેશ ગમન કરવા નીકળી પડયો છે. વલી મને પણ મલ્યા સિવાય ફક્ત એક કાગલ લખી રવાના થઇ ગયો છે શેઠજી તે મારો મિત્ર મારી દૃષ્ટીથી દૂર થયા પછી મારૂં હૃદય બહુ દુખી રહે છે મારી નિંદ્રા અને સ્વાદમય પદાર્થ પરથી રૂચી તદન કમતી થઈ ગઈ છે. અહો તે હવે મને કયારે મળશે શેઠ હું તેને શોધવા નીકળેલોછું રૂપાલીબાઈએ ગઇ કાલે ખુન થયાની વાત કરી તે સાંભલી મારી સઘળી ધીરજ ચાલી ગઈ હતી. મારાં શરિરમાં કંપારી છૂટી હતી પણ આજે તમારી વાત સાંભલી મને કંઇજ ધીરજ આવે છે. શેઠ હવે તેનો જલદી પતો મેળવો તમે અહીંના માહેતગાર છતાં સુસ્તાઇ કેમ રાખો છો. ત્વરાથી તેનો તપાસ કરાવો પ્રભુ આપનું ભલું કરશે

**કમળશી**—વારૂ તેનો ખરેખરો તપાસ આ રૂપાલીબાઈ કરી આપશે ગુહ્ય કામની બાતમીગાર તરીખેનો તેને કુલપાવર પરવાનો મળેલ છે. કમળશીએ રૂપાલીને બુલાવંવા કહ્યું.

**રૂપાલી**—હા શેઠ હરકત નહી હ્યો. આ ચાલી આ ઘડીએ હું તેની સવિતસર હકીત લાવી તમારી નજર આગળ રજુ કરૂં છું,

**કમળશી**—વારૂ જાઓ વેલા વેલાં.

રૂપાલી તે બંન્નેને બેસારી ચાલી જેને જેને પૂછવું હતું તેનેપૂછી પત્તો મેળવ્યો અને એકદમ પાછી ઘેર આવી કમળશી તથા કેશવલાલને યથથી ઇતીસુધી સર્વ હકીકત સંભલાવી તેઓએ સાંભળ્યું તથા બચ્યો અને ભાવલપુરને રસ્તે આશરે દશ વાગતે રવાના થયો જાણી ખુશી થયા કમળશીએ રૂપાલીને યોગ્ય મહેતાણું દઈ કેશવલાલને પોતાને ઘેર આવવા આગ્રહ કર્યો ભાવતુ હતું ને વૈદે કહ્યું કેશવલાલે ઘણી ખુશીથી તે કબુલ રાખ્યું અને રૂપાલીનું ઘર છોડી બન્ને કમળશીને ત્યાં આવ્યાં.

કેશવલાલને લઇ જાય છે તે જાણી રૂપાલીને માઠું તો લાગ્યું પણ જાહેર કમળશીને દુઃખ મનવી શકી નહી.

બંને જણ કમળશીના ઘર આગળ શી રીતે શોધવો તેના નવ નવા વિચારની પોત પોતાના મન સાથ ગોઠવણ કરવા લાગ્યા કોઇને કશું સુજતું નથી છેવટે કેશવલાલ બોલી ઉઠયો.

શેઠ આપણે માથે આવેલી આ કુદરતી ફરજીયાત મુસાફરીમાં આપ જેવા વૃદ્ધ માણસનું કામ નથી કારણ કે તેમાં સુખની આશા જવલ્લેજ પણ સંકટ સરિતાઓ ઝાઝી ઓળંગવી પડે છે માટે આપ અહીંજ રહો હું તેની પાછળ જાઉં છું પ્રભુ કરશે તો મળી આવશે હજુ આપણા આ પોતાના કેશીયર હીસાબ ચેક કરવાની ચાલાકીનો શાબાશ અવાજ આપ્યો એ ઈશ્વરલાલને જીલ્લામાં હશે તો તો કયાં છે તે છાનું રહી શકશે નહી પણ લાંબી મુસાફરી કરી ચુકયો હશે તો મળવો મુસ્કેલ છે.

કમળશી—ભલે ભાઇ તારા મતને ટેકો આપું છું પણ ચાલો વખત થયો છે જમી લ્યો કેશવલાલ તથા કમળશી જમ્યા બાદ કેશવલાલે તેની છ દહાડાની સુખ દુ:ખી વાત કમળશી પાસેથી જાણી રજા માગી કમળશીએ કબુલ રાખી તેને જવા હા કહ્યું તે મુજબ જુહાર કરી કેશવલાલ પગે ચાલી રવાને થયો.

તે પણ ખાનદાન. નો છોકરો હતો. અને કંઇક કસાયેલ શરિનો હતો. જેથી તેને ઝાઝી વિટંબનાઓ નહીં નડતાં થોડા ટાઇમે ભાવલપુરી આવી પહોચ્યો.

ઇશ્વર ઇચ્છાએ કેશવલાલ જે વીશીમાં દીનકર ઉતર્યો હતો ત્યાંજ ઉતર્યો ત્યાંથી તેને ખબર મલ્યા કે આજથી ત્રણ દહાડા પહેલાં તે અત્રે હતાં તથા કયાં ગયા તે હું જાણતો નથી પણ તે મને મુંબઈ રેલવે ટાઇમ પૂછતા હતા. માટે મારા ધારવા મુજબ તે સાહેબ મુંબઇ ગયા હશે.

આ સાંભલતાં કેશવલાલે તુર્ત પોતાનો રસાલો. સંભાલ્યો અને ટાઇમ થયો છે. તેમ જાણી વીશી વાલાની આભાર સાથ રજા માગી સ્ટેશન તરફ ગયો ત્યાંથી ટીકીટ લઇ તે ઉપડતી રેલવેમાં બેશી મુંબઈ જવા રવાને થયો.

રેલવે આઇસ કંટરાકટર માનવંતા ગૃહસ્થ શેઠ આમદ જુસબેયર બાદ અકસ્માત મિત્રનું મળવું.

નીયમાનુસાર રેલવે સ્ટેશન કરતી મદમાતી મુંબઇ નગરી લગભગ આવી પહોંચી ગ્રાન્ટરોડ સ્ટેશન આવ્યું ગાડીનો વેગ ધીમો થયો સદરહુ સ્ટેશને ઉતરનાર પેસેંજર ઉતરી ચૂકયા ચડનાર લગભગ ચડી ચુકયા ડબાની બારીઓને ચાવી દેવી શરૂ થઇ એટલામાં

સામી લાઈનનો સીગનલ પડયો કાલાબેથી નીકલેલ રેલવે સુસવાટ કરતી આ સ્ટેશને આવી પહોચી.

પ્રભુ તાહરી ગતી અકલ છે તે મનુષ્ય રતી માત્ર જાણી શકતા નથી આવનાર રેલ્વેનો એક ડબો આપણો કેશવલાલ બેઠેલ. તેજ ગાડીના તે બેઠેલ ડબા. સનમુખ આવી સ્થંભ્યો. કેશવલાલે સામા ડબી બાજુ નજર ફેરવી. તો તેની દ્રષ્ટીએ એક પુરૂષ કંઇ છાપું વાંચતો જોવામા આવ્યો. તેને જોઇ તેના હૃદયમાં હર્ષના ઉભરા આવવા માંડયા. પ્રેમનાં આંસુ તેના ચક્ષુમાંથી દડ દડ પડી તેના પહેરેલ વાસકુટને તથા ખમીશના ઇસ્ત્રી બંધ કડક તથા પોલીશ થઇ તેજોમય બનેલ પ્લેટને ઢીલો કરી નાંખ્યો.

ખીસામાંથી રૂમાલ કાઢી આંસુ લોહીયાં અને તાલી પડી છીછકારી કરતાં સામાનું ધ્યાન તે તરફ ખેચાયું અને તેણે કેશવલાલને પ્રેમ સહીત સલામ કરી. વાંચક સામો માણસ બીજો કોઈ નહી પણ પ્રીય દીનકરજ હતો. તેણે હાથના છતા પંજાને પૂર્વ પશ્ચીમ ફેરવી કયાંથી કયાં જાઓ છો કેશવલાલને જણાવ્યું કેશવલાલે જરા નજદીક જઈ ઘેરથી ત્યાં તમને શોધવાજ આમ જવાબ દીધો અને તેને ભેટવા. આમ તેમ બે ભાનમાં ફરવા લાગ્યો પણ જઈ શકાય તેવું હતું નહીં. દીનકરે કહ્યું ભાઇ હું અમદાવાદ રોકાઇશ તમો આવતી કાલે ત્યાં જરૂર આવજો તેમ કહ્યું કેશવલાલે કહ્યું વારૂ પણ એટલામાં તો સીટી પડી દીનકરે સલામ કરી કેશવલાલે સામી સલામ કરી બંને ગાડીએ પોત પોતાનું કામ શરૂ કીધું કેશવલાલ નિરાશ થયો.

વાંચક દીનકર ગયેલ રેલવેમાં કયાંથી તે જણાવું છું.



# પ્રકરણ ૧૫ મું.

દીનકર અમદાવાદના નવા મિત્ર ગોકલદાસને સલામ કરી મુંબાઈ આવવા રવાને થયો ત્યાં આવ્યા બાદ તે એક શ્રીમાલીની વીશીમાં ઉતર્યો હતો અને તે દિવસે તો જમી ખાઇ થાકેલ હોવાથી કયાંઇ પણ ફરવા હરવા નહી જતાં ત્યાંજ દિવસ તથા રાત્રી પડ્યો રહ્યો.

બીજે દહાડે ઉઠી સ્નાન કરી નિત્ય કર્મ કરી વખત થતાં ભોજન કરી બહાર જવા નીકળ્યો મિસ્તર દીનકરને પુસ્તક વાચવાનો ઘણો શોખ હતો. પણ હાલ તેની પાસ કંઈ પુસ્તકો હતાં નહી વળી લાઇબ્રેરી તેમણે જોઇ હતી નહી માટે ન્યુસ વાંચવું તેમ તેમને લાગ્યું. વીશીમાંથી નીકલ્યા બાદ થોડી વાર થતાં પાઈધુનીપર આવ્યો. ત્યાંથી ફેરી વાલા પાસેથી એક મુંબઇ સમાચાર ખરીદી લીધું તે લઈ ચાલ્યો તેનો વિચાર આજે કોટમાં ફરવા જવાનો હતો. તેથી તે ટ્રામમાં બેઠો તેમણે કોલાબાની ટીકીટ લીધી ટ્રામ્બ. ચાલી જાય છે પોતે ચો તરફ દ્રષ્ટી ફેરવતો શહેર નિહાળી રહ્યો છે છેવટે ટ્રામ્બ. સરક્લ તરફ આવી ત્યાં તેમણે ઉતરી પડવું વ્યાજબી માન્યું અને કોટની સુંદર બિલ્ડીંગો તથા ઓફીસ જોતો ફરે છે છેવટે તેણે એક જગ્યાએ બેશી આરામ લેવો ધાર્યો કોટને નાકે પવિત્ર હોટેલમાં જઇ તેણે એક કપ ચાઈ પીધી પાન ખાઇ સામેના બગીચામાં બેસવા ધાર્યું અને ત્યાં જઇ બાંક પર બેઠો. નવરા બેશી રહેવા કરતાં તેને સાથેનું સમાચાર વાંચવું ઠીક લાગ્યું અને તે વાંચવું શરૂ કર્યું આમ તેમ ફેરવી તેના પ્રષ્ટો માંથી વાંચી નવ નવ હકીકતો જાણી છેવટે તેની નજર નોકરી શબ્દ લખેલ કુંપની પર પડી.

દીનકરે વિચાર કીધો વાહ નોકરી આપણે આ શહેરમાં પાસે પૈસો નહી હોવાથી સ્વતંત્ર વેપાર કરી શકીયે એવી આપણી હાલ શક્તિ નથી તેમ વળી બીજો કોઈ આધાર નથી જેથી હાલ ચાકરી કરવાની જરૂર છે ચાલ વાંચુતો ખરો જે કંઈ સાહટની ચાકરી છે તેમ કહી વાંચવા લાગ્યો તો તેમાં પ્રથમજ નીચે મુજબ લખેલું જોયું. જોઇએ છે એક અંગ્રેજી જાણનાર બહાર ગામની

હોરીસ માટે રસીદ આપિ શકે તેવો મહેતાજી પગાર રૂ ૨૫ સરાફ બજાર બીમજી ટોપણની દુકાને મળવું.

દીનકરે બીજી ચાકરીની હકીકતો વાંચી પણ તેમાં તેને ઉપર લખેલ રૂચી કરવા લાગી અને મનમાં ધાર્યું કે ઠીક હમણાં આ ચાકરી મલે તો કરવી પણ બહારગામ તે ક્યાં મોકલવા માગતા હશે ચાલ આ કામમાં વિલંબ કરવાની નથી એમ બોલી સમાચારનાં પૃષ્ટ ગોઠવી લઇ રસ્તે પડ્યો અને શરાફ બજાર ઉપરને ઠેકાણે આવી પહોંચ્યો.

તો ત્યાં એક માણસ ગાદીપર તકીયાને અઠીંગીને બેઠો છે એકાદ બે માણસ બુકોના પાનાં આમ તેમ ફેરવી રહ્યા છે તથા એકના હાથમાં કંઇ રસીદ બુક જેવું હતું.

વાંચક ગાદીયે બિરાજેલો દીનકર કરવા માગતો શેઠ બીમજી ટોપણ હતો બીજા તેમના મહેતા હતા.

તે વખત આ શહેરમાં સટો જોસબંધ પ્રસરી રહ્યો હતો. આ શેઠ સટાનો એક દલાલ હતો તેણે આ ધંધામાં કર્મના યોગે ઘણોજ પૈસો પેદા કરેલ હતો અને અમદાવાદ કલકતે વગેરે ઠેકાણે તેની દુકાનો હતી દીનકરે આવી તેમને સભ્યતાથી સલામ કરી શેઠે તેને આવકાર આપતાં પૂછ્યું.

શેઠ કેમ.

દીનકર બીમજી ટોપણ આપનું નામ.

શેઠ—હા.

દીનકર—બહાર ગામ એટલે કયે ગામ મોકલવા માગો છો.

શેઠ—કલકતે.

દીનકર—શું કામ કરવાનું.

શેઠ—તમારે રહેવું છે ?

દીનકર—હાજી

શેઠ—જો ભાઇ આપણે ધંધો સટાની દલાલી છે તેમાં તમોને રસીદ આપવાનું કામ સોંપવામાં આવશે.

દીનકરે—તે કામ લક્ષમાં લીધું અને પોતાથી બનશે તેમ ધારી રહેવું કબુલ રાખ્યું.

શેઠ—જુઓ ભાઇ આવતી કાલ તમારે અહીંથી વાગતે દાખલ થવું અને અમારા કામથી સેજસાજ માહેતગાર થવું પછી સાંજની ગાડીમાં તમારે કલકતે જવા રવાને થવું પડશે.

દીનકર—વારૂ સાહેબ.

શેઠ—ઠીક છે ત્યારે તમારૂં નામ ઠેકાણું જણાવો.

દીનકરે પોતાનું નામ નિશાન જણાવ્યું અને સાહેબજી કહી પોતાને ઠેકાણે આવવા ચાલતો થયો.

દીનકર વીશીમાં આવી લાગ્યો ત્યાં જરા આરામ લેતો બેઠો છે તેમાં તેને સાંભરી આવ્યું કે કાલે ચાકરીપર હાજર થવું છે પણ હજુ આપણી પાસ કપડાં નથી. ચાલ મારી પાસ હજુ થોડા પૈસા છે તેથી ખરીદું એમ કહી મારકીટમાં આવી એક સાદો ધોતી જોટો લીધો. હલકી કીમતનો ડ્રેસ મેકરને ત્યાંથી એક ડગલો લીધો અને પાછો પોતાને સ્થળે આવી જમી નીંદાદેવીને તાબે થયો.

પ્રાતઃકાળ થતાં ઉઠયો નીયમ મુજબ કરવાનાં કાર્ય કરી ટાઇમ થતાં જમ્યો અને પછી શેઠની દુકાને ગયો ત્યાંના કામથી માહેતગાર થયો. એટલે શેઠે તેને જમી તૈયાર થઇ આવવા ફરમાવ્યું.

દીનકર વીશીમાં આવી જમી તેના પૈસા ચુકાવી કપડા લઇ શેઠની દુકાને હાજર થયો શેઠે તેને ટીકીટના પૈસા આપ્યા તથા પોતાની કલકતાની દુકાનના મુનીમપર ચાર્જ સોંપવા પત્ર લખી આપ્યો.

તે લઇ શેઠને સલામ ભરી દીનકર ગ્રાંન્ટરોડના સ્ટેશનપર આવ્યો અને ટીકીટ લઈ ગાડીમાં બેઠો. ગાડી રવાના થઇ થોડીવાર થતાં મહાલક્ષ્મીનું સ્ટેશન આવ્યું ત્યાં તેને આગળ જણાવ્યા મુજબ કેશવલાલનો દુરથી મેળાપ થયો તેને અમદાવાદ મલજો કહી ગાડી ઉપડતાં રવાને થયો.

---

# પ્રકરણ ૧૬ મું.

વ્હાલા વાંચનાર હવે આપણે આપણી પાછલી વાત યાદ કરીએ.

મધુમતીમાં રૂપચંદ શેઠે મોકલ જાસુસો કશો પત્તો લાવી શકયા નહી તેથી શેઠ પોતાની ભૂલથી પસ્તાવો પામતા દિકરા જેવી દુર્લભ દેહના વિયોગથી હમેશ દુઃખમાં દિવસ નિરગમન કરવા લાગ્યા પણ પાસે પૈસો છે એમ માની અદરખાને સેજ હિંમતમાં રહેતા હતા. પણ પ્રભુને તે પણ અણુગમતું હોવાથી તેના દિવસ દીન પ્રતીદીન નબળા આવવા લાગ્યા દુકાનમાં પારાવાર ખોટ ગયેલ જણાઇ જેથી તેમણે વેપાર સંકેલ્યો. લક્ષ્મી ચલીત છે વળી એક વિદ્વાને કહેલુ છે કે લક્ષ્મી સ્થિર નભવતી ભરિકતા ચરંન્તિ તે એક જગ્યાએ રહેતી નથી. પણ ભરાયા કલવાયા કરે છે તેમ દીનકર જેવા નશીબદારનાં પગલાં તેના ભૂવનમાંથી દુર થવાથી તથા પાશરો નહી હોવાથી તેની લક્ષ્મી જાંજવાના જળની માફક કોણ જાણે કયાં અદ્રસ્ય થઇ ગઇ અને રૂપચંદ શેઠ બેહાલ સ્થિતીમાં આવી પડયા. પ્રભુ નાખે ત્યારે વિપત્તી નાંખવામાં બાકી રાખતો નથી. ગાડી ઘોડા વાડી વગેરે વેચી વેચી ખાવા લાગ્યા શું નશીબ બિચારી અમૃત આવું જાણી અતી દીલગીર રહેવા લાગી. એકતો પુત્રનો વિયોગ તેમાં વલી નિર્વાહની ચિન્તા પડી કહો હવે શું બાકી રહ્યું વેવાઇના ગામમાં વસવું અને આ સ્થિતી તેને બહુ ખેદ યુકત લાગવા માંડી. નાતમાં જમવા જવું પડે અને પોતાના અંગના દાગીના હતા ન હતા થઇ ગયા હોઈ તેને બરનાતમાં શરમ ભરેલું થઇ પડતું હતું. ઘણાં ખરા આમંત્રણોતો તે બિચારી કબુલ રાખતી હતી નહી. પણ કોઇ વખત નીરૂપાએ જવું પડતું ત્યારે તેને પારાવાર બળાપો થતો.

રૂપચંદ શેઠ જેકે સારી આબરૂવાલો ગણાતો હતો જેની મુચ્છના વાળપર વેપારીઓ હજારો રૂપૈઆની ધીરધાર કરતા. તેજ શેઠની આ દશા આવવાથી વેપારીઓમાં માન ઓછું થવા સાથ તેની સાથની ધીરધાર તદન બંધ કરી ચુકયા.

રૂપચંદશાહ શેઠ કહેવાતા હતાં તે હવે રૂપચંદ નામથી ઓળખાવા લાગ્યા. જે શેઠ છીંક ખાતા ત્યારે ક્ષમાક્ષમા ઉચરાતું તે

અત્યારે કદી ઠેસ વાગતાં લથડી જાય તો તેને ટેકો દેવા કોઇ આવતું નથી જે ઘોડા ગાડીમાં બેશી ફરતા તે અત્યારે પગે ચાલી આમ તેમ ભટકવા માંડયા. શું સંસિત બીન રોજગારે થોડો વખત ટકુ ચાલ્યું પણ છેવટ ઉદર પુર્ણાનું એકે સાધન રહ્યું નહી જેથી આખર તેની એવી સ્થિતી આવી કે

ખભાપર લશણ હળદર વગેરેનો કોથળો લઇ હાથમાં તેલનું અભરૂ ભરી તેલ પલી કરવા ગામડામાં નીકળી તેના ઉપજતા પૈસાથી પોતાનો નિર્વાહ ચલાવવાં માંડયા તેની દીકરી લગ્ન લાયક થવા આવી પણ શું ઉપાય આવા નિર્ધનને ત્યાં હવે કોણુ માગું લઇ આવે અરે દૈવ જેણે મહેનતનું કાર્ય કરેલ નથી તેનાથી મહેનત થાય કે છેવટે રૂપચંદથી આવી પગે ચાલી મજલો કરવાની ગામડીઆ ભૂથા સરીખા માણુસોને સમજાવવાની વગેરે મહેનત રૂપચંદથી બની શકી નહી અંતે તે ધંધો તેમને પડતો મૂકવો જોઇએ. સંસાર સુખ તેને એક સ્વપ્ના તુલ્ય થયું નવ નવા સ્થિતી સબંધી તથા પુત્ર સબંધી વિચારે તેના મગજને ખોટો કરી નાંખ્યો વિચારવાયું થઇ ગયું આખર ઇષ્ટારીયાનું બિકટ દર્દ તેને લાગુ પડયું ભોટ જેવો બની ગયો ગામમાં નીકલે ત્યારે વિચારમાં જેમનો તેમ લવારી કરે અને બોલે ફલાણાની હુંડી સ્વીકારી પેલાને હજાર રૂપૈઆ આપ્યા મહેતાજી મેલ બંધ કીધો દુકાન વધાવો.

વલી વચ્ચે દીનકર કયાં મુંબઈ વિલાયત આફ્રિકા નાના આવ્યો જમ્યો આમ બોલતો વલી તેમાં ચાલુ સ્થિતીનું લગાર બયાન કરે લ્યો લીલું લશણ તેલ લેવું છે તેલ.

આમ લવતો શહેરમાં ફરવા લાગ્યો સમજુ માણસો તેના દુખથી ખેદ યુક્ત થતા છોકરાંઓ ગમત કરતાં આવી દયા જનક સ્થિતીના રૂપચંદ શેઠ હવેતો રૂપલા મેટ તરીકે ગામમાં તથા નાના નાના છોકરાંઓમાં પ્રખ્યાત થઇ ચૂકયા.

અરે દૈવ શું ગજબ જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ નિર્ધનને ધનવાન અને ધનવાનને નીર્ધન હર્ષમાં શોક અને શોકમાં હર્ષ વાંજીયાને પુત્રવંતો અને સાત પુત્રવાલાને વાંઝીયો બનાવતાં પ્રભુ તાહરી નજર ફરે તો તું ક્ષણ માત્ર લાગવા દેતો નથી.

આ વાતની મણીને ખબર પડતાં તેમણે પોતાના બાપને ક

પોતાના સ્વસુરને ઘેર અનાજ વગેરે મોકલવા માંડયું. પણ માણ સનું આપેલુ કેટલી વખત ચાલે વિશ્વંભર દેતોજ પહોચે બે હાથ વાંલાની મદદ કશી કામ આવતી નથી હજાર હસ્ત વાળો જો મરતમાં હોયતોજ સુખી રહેવાય છે. આવા રૂપચંદ શેઠના દુખી દહાડા ચાલ્યા જાય છે.

---

## પ્રકરણ ૧૭ મું.

અને મણી બિચારી ઇશ્વર ભક્તિમાં દિવસ કાઢે છે નવનવાં વ્રત ધારણ કરે છે. પણ યુવાવસ્થાને લીધે મદન તેને પીડીત કરે છે એક દિવસ તે પોતાના રૂપમાં ઉદાસ ચ્હેરે બેઠી છે. તેવામાં અકરમાત તેને પોતાની એક સાહેલીનો મેળાપ થયો વાંચનાર તે સાહેલી બીજી કોઈ નહી પણ વીજળી હતી તેના લગ્ન થઇ તે થોડા વખત પહેલાં સાસરે ગયેલ હતી તે હવે પીયર આવેતાં પોતાની વહાલી બેનપણીને મળવા આવી હતી તેને જોઇ મણીએ આદર સતકારથી બેસારી તેના સાસર વાલના ક્ષેમકુશળ સમાચાર પૂછ્યા વિજળીએ તે સવિતસર કહ્યા બાદ મણીની આ સ્થિતી જોઇ દીલગીર થવા સાથ બોલી ઊઠી.

### રાગ ઓધવજીના મહીના.

**વીજળી**—કેમ બેની તું આજ દીસે ઉદાસમાં,
તુંજ દીલ પગટયો શાને કાજે શોકજો;
શરિર સુકાઈ બેની તાહરૂં કાં ગયું,
છુપાઇ કયાં તુંજ કાન્તી થોકે થોકજો. (૧)
વાત કર તું વહાલી મારી બેનડી,
એવું શું દુઃખ સજની તમ દીલમાંહી જો;
વદન કોમળ કરમાયેલું કાં દીસે,
કઇ ચિંન્તા પેઠી છે તુંજ ઘટમાંહીજો. (૨)
**મણી**—સાંભલ સૈયર વાત કહું મુજ દુઃખની,
વિયોગી મારો નાવલીયો પરદેશજો;
હું અભાગણીને મૂકી અળગો થયો,
શું કરૂં મુજ જોબન બાળે વેશજો. (૩)

પરણી ગઈ સાસરીયે હું મારેસથી,
મમનાથે ધરાવ્યો અદી કો પ્યારજો;
શયન ગૃહમાં સાથે સુતાં બેનડી,
તે દીન શીરપર કાલ ફર્યો તેવારજો. (૪)
નાગણ મારા નાવલીયાના ચરણપર,
ડંસ કરીને દોડી તે તતકાળજો;
હાય બોલતા જાગ્યાં પ્રીતમ તે સમે,
જબકી જાગી મેં જોયું તેવારજો. (૫)
વેરણ મારા કથ તણી મેનીરથી,
સાસુ સસરો આવ્યો તેણી વારજો;
હિંમત રાખી બાર કને દોડી જઇ,
દાખલ કીધાં અંદર ખોલી દ્વારજો. (૬)
ગભરાતે હૃદયે તેઓ ઊભા રહ્યાં,
સસરો ચાલ્યા ઔષધ લેવા કાજજો;
પુન્ય પ્રતાપે કંગાલી મળી ગયો,
આવી તેણે ઉઠાડયા શિરતાજજો. (૭)
હર્ષ હાસ્યમાં દીન ગાળવા લાગીયાં,
થોડે દહાડે તે સુખ રહ્યું ત્યાંહીજો;
તેડું આવ્યું મુજ પીયરથી તે સમે,
મુજને તેડી લાવ્યા સૈયર આંહીજો. (૮)
પતી માહરા પ્રેમે ઘેલા થયા હતા,
તેથી ધંધો સૂજ્યો નહી તલભારજો;
સસરે મારે ગુસ્સાથી કાંઇ કહ્યું,
સહન તેથી થયું નહી તે વારજો. (૯)
તેથી છોડયો દેશ છોડયું ગામને,
છોડયાં માત પીતાને નાની બેનજો;
હું અબળાને છોડીને ચાલ્યા ગયા,
સખી મુજને પડે નહીં ક્યાંઇ ચેનજો. (૧૦)
ક્યાં ગયાને ક્યાં છે તે પતો નથી,
સુખી કે દુખી ક્યાં હશે મમ કંથજો;
એ દુઃખે દુબળી પડી છું બેનડી,

પીયુએલી ઘો પરદેશોનો પંથજો. (૧૧)
જોબન માહરૂં વૃથા જાય મમ બેનડી,
વિખરાઈ પડે છે સજની મારા કેશજો;
આભુષણુ અંગોનાં સખી મુજને દમે,
શણુગાર શ્રીનો ગમે નહીં લવલેશજો. (૧૨)
શયનગૃહ શમશાન સરીખું ભાસતું,
નિદ્રા વેરણુ આવે નહી મમ માસજો;
પિયુનો વેવાધ્યો માહરા મન વિષે,
ચાલે ચતુરા શ્રૃંગારી મા માસજો. (૧૩)
કામ બાણુ મારી રહ્યો મમત ન વિષે,
મારૂં મનડું યાકુળ વ્યાકુળ થાય જો;
છત્રી પલંગ ચિતા સરિખો લાગતો,
બળે છે તેમાં બળ બડ મારી કાયજો. (૧૪)
કરવું શું ધીરજ હવે રહેતી નથી,
શાન્તી કરવાનો નથી રહ્યો ઉપાયજો;
પીયુ ક્યાં વસીયા તમોને કાં ગમે,
આવો જલદી ઓલવો મારી લાહ જો. (૧૫)
સખી ચોળ જેવી આંગળીયો મુજ દીસતી,
સાથલ મારા કદલી કેરા સ્થંભજો;
સ્તન મારાં ઉર ઉપર અધર રહી,
ગીરી શીખરની સામે કરતાં દંભજો. (૧૬)
ગાલ ગુલાબી ઝાંખા મારા થઇ પડયા,
દાંતે છોડયો દાડમ કળીનો વેશજો;
ચંદ્રે છોડયું લલાટ કાન્તી કમતી થઇ,
મુખ હાસ્યે છોડયો પતીની સાથે દેશજો. (૧૬)
ચોટલો મારો નાગણીને શરમાવતો,
સુગંધમય અરકોથી રહી ભરપુર જો;
તેની સ્થિતીમાં ઉથલ પાથલ થઇ પડી,
નિરપરાધીનું નાહક ઘટીયું નુરજો. (૧૮)
ચક્ષુ મારાં મૃગલીને ભર ભાવતા,
માગતા નિત્ય મારી પાસે મેંશજો;

નિતંબ મારા ગોળ ગોળાઇ છોડીને,
વરવો જાણી બેઠા ભૂડો વેશજો. (૧૯)
અરે સખીએ દુઃખે ધિરજ કેમ ધરૂં,
કુવે પડું કે વિષ ખાઉં આ વારજો;
પ્રભુ કૃપાકર કામની બહુ દુઃખી થઈ,
મેળવ મારો ભવ તણો ભરથારજો. (૨૦)

**વીજલી**—બેન ઇશ્વરના ઘર આગળ કોઇનો ઉપાય નથી હશે મને આ સાંભળી બહુ દીલગીરી પેદા થાય છે પણ. કંઇ નહી ધિરજ રાખો. સૌ સારાં વાનાં થશે કાલે સવારે તાહરો પતી ઘેર આવશે. અને એવા બહોશ માણસ કયાંઇ દુઃખી હોય નહી ગમે ત્યાં પણ. સુખી હશે પણ એટલું કે તે કયાં છે અને શું કરે છે તે આપણને જણાવતા નથી. તે તેની ભૂલ ગણાય ધીરજના ફળ હમેશ સારાં આવે છે માટે શાંન્તી રાખી પ્રભુપર આધાર રાખો તે જે કરે તે સારા માટે તેમ ગણી તેના સ્મરણમાં ચિત લગાડી ભક્તિમય બનો એટલે તે નિરંજન નિરાકાર પ્રભુ જેને આખા વિશ્વની ચિંન્તા છે તે સર્વ સારૂં કરશે.

**મણી**—વારૂ

વીજલીએ મનમાં વિચાર્યું કે આ પ્રેમ ઘેલી પતી વિયોગે ગાંડી ઘેલી બની ગઈ છે માટે હવે તેને નવનવાં પુસ્તકો વાચવાં વગેરે કામોમાં જેમ તેના હાલના ચાલુ વિચાર બંધ થાય તે રસ્તો લેવાની પુરી જરૂર છે એટલું વિચારી વખત થવાથી પોતાની બેનપણીની રજા માંગી ઘેર ગઇ વખત થતાં જમી તુર્ત એકાદ બે પુસ્તક લઈ મણી ઘેર આવી અને કહેવા લાગી બેન જુઓ તો આ પુસ્તકમાં બિચારી એક અબલાને પોતાનું શિયલ સાચવવા વીટંબનાઓ વેઠવી પડી છે. અને તેના પતીને કેવાં કેવાં સંકટો પડ્યા વગેરેનું બિયાન સારૂં લખેલ છે.

મણીએ તે જોયું અને હાથમાં લઇ એકા બે પૃષ્ટ વાંચ્યાં તે તેને રૂચીકર લાગવાથી તેણુ તે પુસ્તક વાંચવું શરૂં કર્યુ પછી તો તેને ટેવ પડવા લાગી આખર તે નીતી વગેરેનાં સારાં સારાં પુસ્તકો વાંચવામાંજ તેનો વખત ગાળવા લાગી અને તેમાંથી ફુર-

સદ મેળવી વીજલી સાથ દેવ દરશન કરવા સાંજની જતી એટલે તેનો મગજ જરા જરાં શાંન્ત થયો. વિજલીના સહવાસથી તેના દિવસ જલદી નીર ગમન થવા લાગ્યા. પણ. દુઃખમાં દુઃખ થોડા દહાડાં તેમ ચાલ્યું.

એટલામાં તેના પતીનો જુનો દુસ્મન પાછો તાજો થયો તે પોતાના વેરીનું વેર લેવા તપાસ કરવા લાગ્યો પણ તે નાશી ગયો જાણી તેની દાજ તેની બૈરીપર ઉતારવી ધારી તથા તે અતી ખુબસુરત છે એમ જાણી આ કામાંન્ધ પુરૂષ તેની પછાડી પછાડી ભમવા લાગ્યો અને કોઇ ઉપાયે ફસાવી તેને પોતાના પંજામાં લેવા ધારવા લાગ્યો.

વાંચકવૃંદ તે દુસ્મન બીજો કોઈ નહી પણ આગલ આવી ગયેલો જેને દીનકરે તારાચંદનું ખુન કરાવનાર તરીકેની કોર્ટમાં સજા કરાવી હતી તે મિસ્તર કરમચંદ હતો.

કરમચંદ પોતાના કર્મનાં ફળ ચાખી કેદખાનામાંથી હવે પ્રગટ થવા પામ્યો હતો. પણ પડી ટેવ સુધરવી મુસ્કેલ. ફરી તેણે આવાં નીચ કર્મ આરંભવા. શરૂ કર્યા

તે નીચ દુઃખી અબળા મણીની પછાડી પછાડી ફરે અપશબ્દ બોલે અને વખત મળે નેનકટાક્ષ કરે.

ખાન દાન મણી તે સઘળું જાણતા છતાં પણ કુળવાન સ્ત્રી એવા નીચને કશો જવાબ આપતી નથી તેમ મણી પોતાને રસ્તે ચાલી જાય અને ચાલી આવે.

કરમચંદ પોતાના કરેલ અણુસારાનો કંઇ જવાબ ન મળે ત્યારે મનમાં સમજતો કે આપણાપર કંઇક પ્રીતી છે ખરી નહી તો ગાળો દેત. આવું જાણી વધારે વધારે બહેકેલી વર્તણુકે વર્તવા લાગ્યો મણી મનમાં સમજે કે આ નીચ મારૂં શીયલ ભંગ કરવા ધારે છે. પણ કંઇ નહી એવા નીચથી શું બનવાનું છે. આમ ધારી પછી તેનાથી બીતી ચાલતી આખર કરમચંદ તે નીકલે ત્યારે તેની નજદીક નજદીક ચાલવા લાગ્યો. મણીએ જાણ્યું કે આ હેવાનને હવે દમ દીધા વગર આપણો કેડો છોડે તેમ નથી જેથી એક દહાડો તે વીજલી સાથ દરશને જતી હતી ત્યાં આ નીચ ટાઇમ જોઇ આવી ચડયો.

રસ્તામાં કોઈ ચોથું છે નહી. એમ જાણી તેણે મણી તરફ નજર કરી કહેવા માંડયું.

**કરમચંદ**—કેમ છો પ્રીયમણી આ ફાંકડો તાહરીપર ઘણા દહાડાથી આશ્રિન શીદા છે. તાહરી પ્રીતી મેળવવાં તલસી રહ્યો છે. તોપણ તું કશો જવાબ દેતી નથી તે ઠીક ગણાય.

**મણી**—આ સાંભલી પહેલાં જરા નરમાશથી બોલી ભાઈ તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ હુ તમારૂં નામ લેતી નથી ને વચમાં બીન બોલાવે શા માટે બોલો છો.

**કરમચંદ**—હે પ્રીય એમ કેમ બોલો છો.

**મણી**—તપી જઇને મુરખના સરદાર પ્રીયકોને કહે છે હું તો તાહરીમાની જણી બેન સમાન છું.

**કરમચંદ**—અરે વેહાલી ગુસ્સો કેમ લાવો છો.

**મણી**—રે નીચ જરા પ્રભુજીનો ડર રાખ વગર વિચાર્યા શબ્દ કાઢતાં જરા શરમા, પરસ્ત્રીને વહાલી કેતાં તાહરી જીભ તુટી કેમ પડતી નથી.

**કરમચંદ**—તેમાં વળી જીભ શું તુટે પ્રીતમાં પ્રભુ સમરાય નહી.

**મણી**—ગદ્ધા પ્રભુને નહીં સંભાર તો તને તે જરૂર તાહરાં નીચ કર્મનો બદલો આપશે જા અહીંથી વેગળો ખશ તાહરૂં કુકર્મી મોં મને ન બતાવ નહી તો હમણાં વિશેષ સાંભલીશ.

**કરમચંદ**—એમ છે ત્યારે હવે જોજે

**મણી**—સ્વતંત્ર મીજાજે એમ એટલે લુચ્ચા શું કોઇને દબાવે છે તારી નાગાઇથી શું કોઇ ડરી જવાનું જોજે કરીને કુતરા તાહરાથી શું થવાનું છે ?

આ સાંભલી વીજલી ક્રોધે ભરાઇ ગઇ તેનાં રૂવે રૂવે શુરાતન પ્રગટી ઉઠયું થર થર થવા લાગી અને બોલી.

મારારોયા કાણુના ભાંગ્યા તાહરાં ઉભે હાથે છાજીયાં લઉં મારી બેન એમ કેછે કે હવે તારૂં આવી બન્યું યાદ રાખ મારા કાકાને કહેવા દે માહરા પીટયા હજુ કાલે સવારે કેદખાનામાંથી સડી સડીને તાહરા બાપદાદાને પુન્યે જીવતો રહી ઘેર આવ્યો તોપણ હજુ

શરમ વળી નહીં. આટલું બોલે છે એટલામાંતો કરમચંદ ઠીક કહી બીકભેર ચાલતી પકડી ગયો. ઘેર જઇ વિચાર કરવા લાગ્યો. અને બોલવા લાગ્યો. રાંડે ગાળો દીધી કંઈ નહી જોકુછું કેમ જોઈએ મારા હાથમાં આવતી નથી એમ કહી કયે રસ્તે ફસાવવી તે વિચારમાં પડયો. મણી તથા વીજળી ઘેર આવી તેઓએ બીચારીઓએ કશી તેમના માબાપને વાત પણ કરી નહી. જેથી કરમચંદને કશો હરકત નહીં નડતાં તેણે પોતાનું કરતવ્ય શરૂ રાખ્યું.

---

## પ્રકરણ ૧૮ મું.

કેશવલાલ મુંબઈ ઉતર્યો અને તેના મનમાં આવ્યું કે અહીં રાતની રાત પડી રહી. સવારની ફાસ્ટ ગાડીમાં હું તેની પછવાડે જઇશ અને કહ્યા મુજબ તે અમદાવાદ રોકાશે જેથી ત્યાં મલીશ.

પણ પ્રભુ તાહરી ગતી ગહન છે કેશવલાલ તથા તેની સાથે ઉતરનાર પેસેંજરોને સ્ટેશનમાં રોકાવા ફરમાન થયું.

વાચક વર્ગ રોકાવાનું કારણ માત્ર એટલુંજ કે હાલ બહાર ગામડે પ્લેગ ચાલી રહ્યો હતો જેથી માણસોની નાડો તપાસી ગામમાં પેસવા દેવાં એવો હુકમ બહાર પડી ચુકયો હતો અને તેને અમલમાં પણ લાવી ચુક્યા હતાં.

મહેરબાન દાક્તર સાહેબ નાડો તપાસવા આવ્યા અને તપાસી માણસોને એક પછી એક રજા આપવા માંડયા કેશવલાલની તબીયત હવા ફેરે કંઈક નરમ જણાઇ જેથી તે નાપાસ થયો તેને કોરનટાઇનમાં લઇ જવામાં આવ્યો અને અઠવાડીયા પછી તબીયત સુધરે તો જવા દેવો એવો હુકમ થયો. કેશવલાલના આવું જોણી હાંજાજ ગગડી ગયા અને મનમાં મહાતર્ક વિતર્ક થવા લાગ્યા અરે પ્રભુ મિત્ર મળ્યો મેલાપ થાત તેમાં વળી આ શું ગજબ એમ ધારી તે ખાતે નીમાયલા અધીકારીઓને તેણે આજીજી આપવા માંડી અને છોડી મૂકવા માગણી કરવા લાગ્યો.

પણ પૂર્ણ ચોકસાઇને લીધે તેની તે સઘળી ધારણા નિષ્ફળ નીવડી અંતે તેને કોરંનટાઈનમાંજ પડયું રહેવું ચોકસ થયું અને

તેણે મનમાં ધાર્યું કે અરે મિત્ર વાહ પ્રભુ હવે તો મારા મિત્રના દર્શન મને હવે દુર્લભ થશે.

માહરે હવે એકે ઉપાય રહ્યા નહી. ઠીક બને તે ખરી આમ ધારી ત્યાં રહ્યો.

મુદત પુરી થઇ તબીયત સુધરી ત્યાંથી મુક્ત થયો. પણ દીનકર આજ સુધી અમદાવાદ હશે નહી એમ ધારી ગામમાં ગયો. અને પોતાના એક જાત ભાઇને ત્યાં ઉતર્યો અને દીનકર ક્યાં ઉતર્યો હતો તથા અહીંથી કયે ગામ જવા રવાના થયો. તે જાણવા તેણે તપાસ ચલાવી.

થોડા દહાડા ફર્યો પૂછપરછ કરી પણ એવા મોટા ગંજાવર શહેરમાં તેનો પત્તો મલે ખરો અને તે નિરાશ થયો તેની મહેનત વૃથા થઇ આખર તેણે દેશાવરોમાં તપાસ કરવા નીકળી જવું ધાર્યું અને ત્યાંથી રવાને થયો.

અમદાવાદ જોયું પણ ગોકલદાસને તે મળ્યો નહી. ત્યાંથી ચાલી વિરમગામ વડોદરા વગેરે શહેરો ભટકયો. પણ તેનું કશું વળ્યું નહી;

કેશવલાલને નાનપણથી સારંગીનો સારો શોખ હતો. વલી તે સારંગી સરસ બજાવી જાણતો હતો. તેથી તેમણે એક શહેરમાંથી એક સુંદર સારંગી ખરીદી તે લઇ હવે નાના મોટાં સઘલાં ગામ જોવાં અને ફરવું, એમ ધારી હાથમાં સારંગી ગ્રહી એક શહેરમાં આવ્યો.

કેશવલાલ આવ્યો તે શહેર રહેવા લાયક તથા રમણીય હતું કેશવલાલને ત્યાં રહેવાનું મન થયું એક મેડી તેમણે ભાડે રાખી રહ્યો. આખો દહાડો અને કેટલોક રાત્રીનો ભાગ પણ તે પોતાનો વખત મિત્ર વિરહનાં તથા નવ નવા ગાયનો ગાવામાંજ કાઢતો. કેશવલાલનું ગાવું બજાવવું આખા શહેરને પ્રીય થઇ પાડ્યું અને તે વાત રાજદરબાર સુધી પહોંચી.

એક દિવસ કેશવલાલ મેડીની રસ્તાપરની બારીમાં બેઠો બેઠો બંધુ વિનાની વીખર ગઇ જોડી.

આ ગાયન સુંદર સ્વરે ગાઇ રહ્યો છે. રસ્તાપર તે શ્રવણ ક

રવા માણુસોની ઠઠ મળી રહી છે. એવામાં તે ગામના રાજાનું ત્યાંથી નીકળવું બન્યું તેણે પોતાની ગાડીમાથી ઉપલા ગાયનનું કેશવલાલના મુખથી નીકળતું એક ચરણુ સાંભલ્યું તે તેને અતી પ્રીય લાગ્યું. અને જાણ્યું કે આપણા ગામમાં આ કોઈ મુસાફર આવેલ છે તે સારંગી સરસ બજાવો જાણે છે તથા ગાયન કલામાં ઉસ્તાદ છે.

આ રાજા શોખીન હતો. તેણે એક દિવસ પોતાની કચેરીમાં એક નાયકાને નાચ કરવા બોલાવેલ હતી તે નાયકાનું નામ તારા હતું તારા ગાઇ તથા નાચી સારૂ જાણુતી હતી. પણ તેની સાથ વાજીંત્રવાલો હતો નહી માટે તેણે રાજા પાસ તેની માંગણી કરી

રાજાપાસ આ વખત સારો વગાડનાર હતો નહી. તેથી તે વિચારમાં પડયો. એટલામાં તેને કેશવલાલ સાંભરી આવ્યો તેણે તુર્ત એક સિપાઇ તેને બોલાવવા મોકલ્યો તે સિપાઈ કેશવલાલની મેડીએ આવી કહેવા લાગ્યો;

**સિપાઇ**—ઇદર કોઇ બજાને વાલા રહેતા હય.

**કેશવલાલ**—હા મીયાસાબ તુમેરે ઇસકા કયા કામ હે

**સિપાઈ**—ઇસુ રાજા સાબ બોલાતે હે

**કેશવલાલ**—મનમાં વલી રાજા સાહેબને આપણું શું કામ પડયું. અરે વલી કાંઇ સંકટ આવ્યું કે શું એમ બોલી પૂછવા લાગ્યો. મીયા સાબ રાજાકુ અમેરા કયા કામ હે

**સિપાઇ**—સાબ ઉદર એક તારા નાયકાહે રાજા સાહેબે ઇસકું મુજરો કરનેકુ બોલાઇ હય ઇસ્મે તુ મેરે સરિખે અચ્છે બજાને વાલેકી જરૂર હય

**કેશવલાલ**—નાયકાકે મુજરેમે અમેરે સરીખે બજાનેકી જરૂર હયકયું

**સિપાઈ**—હા સાબ

**કેશવલાલ**—મનમાં હું સારંગી બજાવી જાણુંછું. તેથી તેને લીધે બીજાને ખુશી કરવા તથા ખુશી થવું તે મારૂં કામ છે પણ નાયકાના મજરામાં તેની સામે હું મારી સારંગી બજાવું તે ઠીક નહી એમ બોલી સિપાઇને કહ્યું

રાજા સાબકુ બોલો કે બજાને વાલા ઉદર આનેકુ મંગતા નહી

**સિપાઇ**—મનમાં વાહ એોખી કોઇ મિજાસી આદમી હય. આમ બોલી અચ્છા કહી ચાલતો થયો. કચેરીમાં આવી પહોચ્યો.

તો અહીં ઘણાજ ઠાઠમાઠથી વસ્ત્રાલંકારોથી ભપકાબંધ બનેલી તારા આવી લાગી હતી. રાજા તેને જોઇ તુંઇ તુંઈ થઇ ગયો હતો. અને નવો સારંગી વાળો કયારે આવે અને જલદી નાટારામ થાય તેમ વાટ જોતો બેઠો છે એટલામાં સિપાઈ આવ્યો તેને રાજાએ પૂછયું.

**રાજા**—કેમ મીયાં સારંગી વાલા કીદર હે ?

**સિપાઈ**—સાબ એો ઉદર આનેકુ મંગતા નહી.

**રાજા**—કેમ વારૂ

**સિપાઇ**—ખુદાકું માલુમ અમ કયા જાને

**રાજા**—જાઓ ફરી પૂછી કે તમને આવતાં શું બાદ છે.

**સિપાઇ**—અચ્છા સાબ આમ કહી ફરી કેશવલાલ કને આવ્યો અને કહ્યું સાબ રાજા સાબ સાબ બોલતા હય કે તુરેકું આનેકુ કયા બાદ હય.

**કેશવલાલ**-નાયકા કે મુજરે મેં અમ સારંગી બજાતા નહી હય.

સિપાઇએ ઉપરનું વચન આવી રાજાને કહ્યું રાજાએ જાણ્યું કે આ કોઇ જેવો તેવો નથી. અને ટેકવાન લાગે છે એમ ધારી પ્રધાનને કહ્યું પ્રધાનજી આ કોઈ ખાનદાન લાગે છે કેમ.

**પ્રધાન**—હાજી હશે.

એટલામાં મિથ્યાભિમાની તારા જે પોતાનો નાચ ગાન કરવા અધિરી બની રહી હતી તે બોલી રાજાજી આપ ભૂલો છો. ખાનદાન શું હોય બજાવી નહી જાણુતો હોય જેથી નહી આવવાનું આ મારૂં બાનું મુકે છે તેણે મારૂ નામ સાંભલ્યું હશે ત્યારથી તેનાં પોતીયાં ઢીલા થઈ ગયાં હશે વલી મારી સામે એવો કાચો પોચો બજાવા વાલો ચાલે નહીં તેને લીધેજ આવ્યા પછી ન ચાલ્યું અને અપમાન પામી પાછું જવું તે કરતાં ન આવવુંજ તેણે ઉત્તમ માન્યું.

આ સાંભળી રાજાએ પ્રધાન સામું જોયું અને પૂછયું કેમ પ્રધાનજી તમને કેમ લાગે છે એમ હશે. મને તો શરસ લાગે છે.

એમ હશે મને તો સરસ લાગે છે.

**પ્રધાન**—સાહેબ મારાથી તેની પરિક્ષા કર્યા વગર કેમ કહી શકાય પ્રધાને નીપક્ષપાતપણે કહ્યું.

**રાજા**—ત્યારે પરિક્ષા કરવી કેમ.

**પ્રધાન**—જેવી આપની મરજી.

**રાજા**—ઠીક છે ત્યારે તમે જાઓ અને તેને આગ્રહથી બોલાવી લાવો.

પ્રધાનજી બહુ સારૂં સાહેબ કહી કેશવલાલને બોલાવવા ચાલ્યા. થોડીવારમાં કેશવલાલની મેડી નીચે બે ઘોડાની ફેટીન ખડી થઇ સિપાઇએ એકદમ ઉપર જઇ પ્રધાનજી આવ્યા છે તેમ કહ્યું જેથી કેશવલાલ ઉભો થઈ તેની સામે ચાલ્યો. આપી શકાય તેટલું માન આમી પોતાની સ્થિતીના પ્રમાણનું હાજર બિછાનું બિછવી આપ્યું અને પ્રધાનજીને બેસાર્યા પછી બોલ્યો.

સાહેબ મહેરબાન હું રંક સેવકને ઘેર આપ આજ જાતે પધાર્યા તે ખાતર હું આપનો પુર્ણ આભારી બનું છું બોલો સાહેબ આપ દયાળુ સરદારને હું સેવકનું શું કામ પડયું.

**પ્રધાન**—આપને રાજાએ બોલાવવા બે વખત સિપાઇ મોકલ્યો છતાં નહી આવ્યા જેથી મારે જાતે આવવું પડયું છે માટે ચાલો તેમાં શું હરકત છે કયાં નાચ તમે કરવાના છો સુખેથી માન સહિત મારી સાથે ચાલો. કેશવલાલથી હવે શરમમાં ના કહી શકાઇ નહી. લાચારીથી પ્રધાન સાથ જવા તૈયાર થવું પડયું.

કેશવલાલને પહેલેથીજ કપડાંપર સારો શોખ હતો તેમાં વળી આજતો રાજ્ય દરબારમાં જવું હતું તેથી તેણે સમયાનુંસાર ઠાઠ માર્યો તેણે બુટ તથા સ્ટોકીન ધારણ કરી લીધાં હતાં સરસ તેજેમય ધોતીયું સફાઈથી પહેરી લીધું હતું તેની પછવાડેની પાટલી અભંગ તથા અંદર કરચલી રહીત હતી. ગંજીફ્રાકપર સુંદર ગ્લેઝીંગ શર્ટ અને તેપર વાસકુટ પહેર્યું હતું તે વાસકુટના છાતીપરના ડાબી બાજુના ખીસામાં એક સુંદર ચાંદીનું ઉંચામેકરનું ઘડીયાળ ઘાલ્યું હતું. વાસકુટપર સુંદર ડગલો પહેરી લીધો હતો. સભ્યતાથી

તેનાં બટન બંધ કીધાં હતાં ગળામાં કલર પહેર્યો હતો. માથાની બાબરીને અતર નાંખી ઓળેલ હતી તેથી તે કપાલપર દોઢેક ઇંચ ઉંચી રહી નીયમમાં કમતી થતી થતી ડાબી બાજુના લમણાપર ઢળી ગઇ હતી તેનો દેખાવ આબેહુબ ખુબ સુરત લાગતો હતો. અને જાણે કેશવલાલના માથાના તાળવાને છાય કરવા નાગે ફેણ ધરી રાખી. હોય તેવું લાગતું હતું. તેપર જરીની ચકચકીત ટોપી પહેરેલી હતી તેનો દેખાવ જાણે નાગના માથાપર મણી હોય તેમ કેશવલાલની બાબરીપર જળકી રહી હતી. કપાળમાં નાજુક ચાંડલો કીધેલો હતો છટા મટા શોખીન કે શું એ આંખમાં સોયરૂં ધાલ્યું. હતું તેથી તે મૃગ ચક્ષુ સમાન લાગતી હતી. ઓછામાં પૂરૂં વલી ભાઇશ્રી તેપર ચશમાં ચડાવતાં ભૂલ્યા હતા નહી. મૂચ્છનાવા લને નીયમમાં ગોઠવ્યા હતા. તાંબુલ આવી હોષ્ટ તથા જીભને ઘેરાં ગુલાબી બનાવ્યા હતા. જમણા હાથની ટચલી આંગળીમાં કંઇક ઓછી કીમતની પણ ખુબ સુરત વીંટી હતી.

કેશવલાલ—ઉપર મુજબનો ભપકો મારી પ્રધાન સાથે ગાડીમાં બેશી પોતાની સારંગી લઈ ચાલતો થયો થોડીવારમાં દરબારમાં આવી લાગ્યા ત્યાં તેને સારૂં માન થર્યું પ્રધાન સહિત ફાંકડો કે શુ કચેરીમાં દાખલ થયો. તો ત્યાં સર્વ નવા સારંગી વાલાની વરસાદની પેઠે રાહ જોઇ રહ્યાં હતાં તે સર્વે કેશવલાલની સુખ મુદ્રા તથા ચાપાલ્યતા જોઇજ રહ્યા. રાજાએ ઠીક માન આપ્યું.

તારાએ કેશવલાલ સામું જોયું અને તેને છટાથી સલામ કરી કહ્યું આએ મારા ઉસ્તાદ કેશવલાલે તે સાંભળ્યું જોયું પણ તેનો બિલકુલ પ્રતી ઉતર નહી આપતાં ઉલટો કરડે ચહેરે પ્રધાન સાથ આગલ કચેરીમાં વધ્યો રાજા પ્રધાન તથા બીજા અમીર ઉમરાઓ નાયકાનો પ્રતી ઉત્તર કેમ નહી આપ્યો તેનાં વિચારમાં ગુંથાયા છેવટે તેઓને એમ લાગ્યું કે દંભી છે તેથી તેણે નાયકાને તુચ્છ ગણી પોતાના અભિમાનમાં ચાલ્યો ગયો છે.

ત્યાર બાદ રાજાએ તેને એક સુંદર બિછાને બેસવા કહ્યું ત્યાં કેશવલાલ બેઠો. તારાને પણ સર્વની પેઠે વિચાર થયો અને પોતાના અપમાનને માટે કેશવલાલ પર અંદર ખાને ગુસ્સે થઇ પણ હાલ નહી બોલવું અને પછી તેનો ધાટ ઘડીશું એમ મનમાં લાવી

રાજા સામું જોઇ નમી પોતાનું કામ શરૂ કરવા રજા માગી રાજાએ શરૂ કરવા ફરમાવ્યું એટલે ફરી જેની સાથ નહી બોલવું હતું તે સાથ બોલવા ફરજ પડી કેશવલાલ સામું જોઇ વળી તેણે કહ્યું.

લ્યો ચલાવો મારા ઉસ્તાદ સમાલો તમારી સારંગી કેશવલાલ આ સાંભળી ફરી કરડો ચ્હેરો કરી કશું બોલ્યો નહીં.

આથી તારાનું બીજીવાર અપમાન થયું તેને બહુ ગુસ્સો ચડયો સહન કરી શકી નહી અને બોલી ઊઠી.

**તારા**—દુનીયાપર સઘળા ઉસ્તાદો મરી ખુટયા સમજો છો ગાંધર્વનું શ્રેષ્ટ પદ તમેજ ધારણ કર્યું લાગે છે.

કેશવલાલ આ સાંભળી સભ્યતાથી બોલ્યો હું ઉસ્તાદીનું અભિમાન કરતો નથી દુનીયાના સઘળા ઉસ્તાદોનો હું ચર્ણરજ સેવક છું.

આવું સાંભળી રાજા પ્રધાન તથા બીજા જેણે શંકા બાંધી હતી તે આવું સભ્યતા ભરેલું બોલવું સાંભળી ફરી વિચારમાં પડયા તેની બાંધેલ શંકા ખોટી પડી નાયકા પણ આ સાંભલી વિચારમાં પડી અને બોલી.

**તારા**—ત્યારે સાહેબ આપે મારૂં બે વખત કેમ અપમાન કર્યું.

**કેશવલાલ**—તે અપમાન મેં કર્યું નથી. તમારી મેળેજ તમે તે અપમાન વોરી લીધું છે તેમાં હું તદન નિર્દોષ છું.

**તારા**--શું મેં મારે હાથે અપમાન વોર્યું તે કેમ મનાય? નહીં તમે દંભી છો મને સારૂં લગાડવા હવે આમ બોલો છો.

**કેશવલાલ**—સ્વતંત્ર મીજાજે તમને સારૂં લગાડીને મારે શું શિરપાવ લેવાનો હતો, વિચાર કરો તો તમને તમારી ભુલ જણાશે

**તારા**—એમ છે ત્યારે લ્યો હું શું બોલી આવો મારા ઉસ્તાદ તેમાં મારી શું ભૂલ છે.

**કેશવલાલ**—વિચાર કરો જે હશે તે જણાશે.

**તારા**—સમજી ગઇ અને બોલી આવો મારા ઉસ્તાદ એમ કહ્યું તે મારી ભૂલ ત્યારે તમે મારા ઉસ્તાદ નહીં કેમ.

**કેશવલાલ**—બીલકુલ નહીં.

**તારા**—વારૂ મારા ઉસ્તાદ નહી ત્યારે કોના રાજા સાહેબના.

**કેશવલાલ**—હાલ તેમ પણ નહીં.

**તારા**—ત્યારે તમે ઉસ્તાદ નહી.

**કેશવલાલ**—ઉસ્તાદ ખરો કેમ નહીં.

**તારા**—પણ કોના ઉસ્તાદ.

**કેશવલાલ**—હું ઉસ્તાદ મારી સારંગીનો

**તારા**—લટકાં કરતી વાહ વાહ હવે સમજી ઉસ્તાદજી તમારી ઉ. સ્તાદી મેં હવે જાણી ત્યારે હવે તમને ઉસ્તાદજી કહી બોલાવું તો કેમ.

**કેશવલાલ**—તે તમારી મનસુરીપર આધાર છે.

આ સાંભલી રાજા પ્રધાન થાત બીજા અમલદારો ખુશી ખુશી થયા તેની શંકા દુર થઇ તેણે કેશવલાલની વાત ચાતુર્ય તથા હુશિયારીને માટે ધન્યવાદ આપ્યો. અને સર્વના મનને થયું કે આ કોઈ ટેકવાન પુરૂષ છે.

તારાએ જાણ્યું કે આપણ. કોઈ ખરો ઉસ્તાદ છે પહેલેથીજ મને વચનમાં બાંધવા લાગ્યો. પણ જોઉં છું મારૂં અપમાન એણે કર્યું તો તેનું અપમાન હું ત્વરાથી કરાવવામાં જરા પણ કચાશ રાખીશ નહી. તાળ મળવાજ દઉં નહી અને તોડી નાંખીશ. જુએ તે પણ બેઠો બેઠો. કે માથાની મલી હતી. એમ બોલી. અને કહ્યું

**તારા**—વાહ ઉસ્તાદજી સારંગી સાભલો.

**કેશવલાલ**—હાજી * લ્યો. * એમ કહી પોતાની સારંગીને ઠેકાણે લાવી અજમાશ કરવા અવાજ કર્યો.

કું. * કું. ૬ં અવાજ થતાં સર્વના મન. તે તરફ દોરાયાં અને કૃષ્નની વશીકરણ મોરલીએ જેમ ગીપીએનાં મન હરણ કર્યાં હતાં. તેમ સર્વની દષ્ટી તે તરફ દોરાઇ એક ચિત્તે શાંન્ત થઇ કેશવલાલ સામું જોઇ રહ્યા.

એટલામાં તબલચી ભાઈ જે કયારના આવી કંઇ બોલ્યા ચાલ્યા વગર આ બંનેની વડછડ સાંભલતા. હતા. તેને પણ અણસારો થવાથી પોતાનુ કામ સંભાલ્યું અને મૃદંગીની રસીઓને ખેંચતાણ કરી. હથોડી વતી ટીપી તેને જે નીયમમા લાવવાનાં હતાં તે નિયમમાં લાવી મુકી તક. ધાં ધાં. તીક ધાં થાપી મારી અવાજ કાઢયો તારાએ પણ પોતાના નાકની વાલીને જરા. સમા-

લી માથાના વાળ બરાબર કર્યાં ગલાના દાગીનાને નીયમમાં ગોઠ-વ્યા. કાંચલીની પછવાડેની કસો ખેંચી સ્તન ટટાર કર્યા. હાથનાં કડાં બંગડી ને પણ સંભાલી જેમ રાખવાનાં હતાં તેમ રાખ્યાં પગનાં ઝાંઝરને ખુલો જણકાર થવા આમ તેમ ફેરવ્યાં અને તૈયાર થઇ.

કેવશલાલ—સામું જોઈ અભિમાન સાથ બોલી.

તારા—ઉસ્તાદજી કરજયો ઉસ્તાદી ખામી રાખતા નાં હો ! તમારી કેવી ઉસ્તાદી છે તે હું તથા આ સભા હમણુાંજ જોઇ-એ છીએ.

કેશવલાલ—વારૂં હું પણ તમારી કેવી હુશિયારી છે તે જોઉં છું અને સભાને બાતાવું છું ચલાવો.

વહાલા વાંચનાર ગાન સાથે નાચ શરૂ થયો. તારા ગાયન બોલતી હાથ પગના નીચે મુજબ તાળ દેવા માંડી.

નાયકા રૂમક ઝુમક થૈ થા થૈ થાં
મૃદંગ ધુમક ધુમક તીક્ ધા તીક્ ધાં
સારંગી કુમક કુમક કીન કા કીન કાં
નાયકા ચટક ચટક ચીટ ચાં ચાં ચાં
મૃદંગ ધમક ધમક તીક્ ધાં ધાં ધાં
સારંગી કમક કમક કીન કાં કાં કાં
નાયકા આઉં આઉં આઉં એ એં એ એં
મૃદંગ ધં ધં ધં તીક્ ધેં ધેં ધેં
સારંગી કં કં કં કીન્ કેં કેં કેં
નાયકા કાયર કાયર હાં હાં હાં હાં
મૃદંગ ધુમક ધુમક તીક્ ધાં ધાં—ત્રીજો તાલ પડયો નહી.
સારંગી કમક કમક કીન કાં કાં કાં કાં કાં કાં

તારા પડતી પડતી બોલી વાહવા વાહ બસ કરો ઉસ્તાદજી બસ મને બાળોમાં

પ્રીય વાંચનાર કેશવલાલનું અપમાન કરવાની ધારણાએ તારા અવળાને સવળા તાળ દેવા લાગી. ખુબ જોસ ભેર આમ તેમ મ-રડાવા લાગી. તેના શરિરના હાડકાના ભૂકેભૂકા થઈ જવા આવ્યા

તેના હાથ પગના સાંધા દુખવા આવ્યા. તો પણ કેશવલાલને હાર ખવરાવા ખુબ અંગ મરોડ કરવા લાગી.

આ બાજુ તબલચીને પણ અનહદ મહેનત પડવા લાગી આડીને અવળી થાપી દેતાં શુરમાંને શુરમાં તેના આંગલાંમાંથી રૂધીરની છોળો ઉડવા લાગી તે તરફ જ્યારે તેનું ચિત્ત ગયું ત્યારે છેલ્લો તાળ દઇ શક્યો નહીં.

આખર પહેલો તબલચી હાર્યો પછી નાયકા થાકી ગઇ શ્વાસો શ્વાસ ચાલ્યો તેનું અંગ પરસ્વેદથી જેબ જેબાં બની ગયું ભાન રહ્યું નહીં. અને નવા સારંગીવાલાને પડતી પડતી બોલી કે કાયર કાયર હાં હાં બસ કરો.

કેશવલાલે તેને બાળાવા તથા તેનું અભિમાન તોડવા સારંગી ગજતીજ રાખી અને કાં કાં કાં કરી ખુબ બજાવી.

આ તમાસો જોઈ સર્વ સભાના હર્વનો પાર રહ્યો નહીં રાજા પ્રધાન તો ડંગ થઇ ગયા. સર્વસ્ત હસવાજ માંડયું સિવાય કોઇને આનંદ હર્ષ વગર કાંઇ સુજતું નથી પણ શું બિચારા સારંગીથી લીન થયેલા મૃદંગ વાલાની આંગલીની સારવાર કરે કે બે શુદ્ધ બનેલી નાયકાની સારવાર કરે કે આપણા ઉસ્તાદની સારંગીના કાં કાં અવાજ પર ધ્યાન દે.

આખર સર્વ લોકો રાજા પ્રધાન વગેરે કેશવલાલની ઉસ્તાદી પર બેહદ ખુશી ખુશી થઇ ગયા. તારાની આ સ્થિતી જોઇ બેહદ હસવા લાગ્યા. મૃદંગ વાલાની આંગલીમાંથી નીકળતાં લોહી જોઇ તેને છીત છીત કપડાં ખરાબ કરીશ કહેવા લાગ્યા.

અંતે તારા કશો સિરપાવ નહી લેતાં શરમ યુક્ત બની કેશવલાલને મનમાં રાખી ચાલી ગઇ મૃદંગ વાલો આંગળાની સારવાર કરવા હોસ્પીતાલમાં ગયો. હવે અત્રે બિરાજેલા સભાસદોએ કેશવલાલ પર ખુશાલીના વેશમાં પુષ્પ વૃષ્ટી કરી શાબાશ શાબાશ કહી સર્વત્ર તાલી પાડી ઉઠયા. રાજાએ પણ ઘણોજ ધન્યવાદ આપ્યો. અને તેને હવે પોતાની પાસેજ રાખવો. મનમાં ધાર્યું પછી તે રાજાએ કહ્યું.

**રાજા**—પ્રીય ઉસ્તાદજી માંગો માંગો તમારી મન વાંછીત વસ્તુ હું

તમને બક્ષીશ આપીશ. માટે જે જોઇએ તે માગો, તમે મને આજે બહુ ખુશી કર્યાં છે.

**કેશવલાલ**—કૃપાનીધીનાથની ખુશાલીથી બક્ષીસ લેવા હું ખુશી નથી.

**રાજા**—પણ તમે ક્યાં નાચ કર્યો છે તમે તો નચાવી નચાવી સાથ નીચોવી નીચોવી પૃથ્વી પર પટકી પાડી. રાજાએ હસતાં કહ્યું.

**કેશવલાલ**—સાહેબ અભિમાન કોઇનો રહ્યો છે.

**રાજા**—નહીં ઉસ્તાદજી તમારી વાત સત્ય છે. પણ હવે બોલો તમને શું આપું.

**કેશવલાલ**—સાહેબ હાલ રહેવા દયો વળી વખત પર માંગીશ.

**રાજા**—વારૂ પણ ઉસ્તાદજી મારો વિચાર તમને મારી દ્રષ્ટીથી દૂર ખસવા દેવાનો નથી તે કેમ.

**કેશવલાલ**—જનાબ મારે એક કાર્ય કરવાનું છે તે કર્યા બાદ હું અહીં રહિશ

**રાજા**—તેમાં હું મદદ કરીશ.

**કેશવલાલ**—તો હું રહીશ સાહેબ

**રાજા**—બોલો શું પગાર લેશો.

**કેશવલાલ**—પેટ માગે તે પગાર.

---

## પ્રકરણ ૧૯ મું.

પ્રીય વાંચક દીનકરની હાલત તપાસવા હવે આપણે ધ્યાન દઇએ દીનકર કેશવલાલથી મહાલક્ષ્મીના સ્ટેશનથી તેને અમદાવાદ મળીશ કહી જુદો પડેલો તે અમદાવાદ ગયો. ત્યાં ઉતર્યો તેના નવા દોસ્ત ગોકલદાસને ત્યાં તેણે ઉતરવું ધાર્યું. તેવામાં ગોકલદાસ તેને સ્ટેશનમાંજ સામો મળ્યો.

પરસ્પર જુહાર કરી તબીયત સમાચાર પૂછી બંને જણ ગોકલદાસને ઘેર આવ્યા ગોકલદાસે કેમ મુંબઇ રોકાયા નહી. હવે ક્યાં જવું છે એકદમ પાછા કેમ ફર્યા વગેરે પૂછ્યું ત્યારે તેણે તેને સવિત સર હકીકતથી વાકેફ કરતાં જણાવ્યું કે મારો મિત્ર મારી

શોધ માટે મારી પછવાડે આવેલ તેમને હું કાલે મુંબઈથી પાછા ફરતાં મને મહાલક્ષ્મીના સ્ટેશનપર ગાડીમાં બેઠેલો મળ્યો વખત નહીં રહેતાં અમારો સંયોગ બની શક્યો નહી. પણ ગાડીમાં બેઠા મેં તેમને અહી આવવા કહેલું છે જેથી આવતી કાલે મને મળવા તે અત્રે આવવાનો છે. માટે તે આવતાં સુધી હું અહી રહેવા ધારૂં છું ગોકલદાસે કહ્યું. ઘણું ખુશી થવા જેવું ભલે બંધુ આપનુંજ ઘર છે. સુખેથી રહો.

દીનકર ત્યાં બે દિવસ રહ્યો. પણ કેશવલાલ બિચારો ત્યાં ક્યાંથી આવે તે તો આપણે આગલ વાંચ્યા મુજબ મુંબઈની કોરન ટાઈનમાં સપડાયો હતો. આથી દીનકર શેઠનો દબકો મલશે એમ ધારી ત્યાંથી રવાને થયો.

કહો મિત્ર પાપી પેટ શું કરતું નથી. પેટ વાસ્તે માણસો કેવાં કેવાં કર્મ કરે છે. વચનને ખાતર સર્વ છોડ્યું તેમાં વલી પાશેરની હોજરીની ટાપટીપ માટે મળેલ મીત્રને છોડે છે. પણ શું કરે બિચારો લાચાર ચાકરનું ચાકર નોકરી બહુ બુરીજ છે. વલી એક વિદ્વાને કહ્યું છે કે પરાધીન હોવાથી તેને નીરૂપાયે જવાની જરૂર પડી. ગોકલદાસને તેણે ભલામણ કરી કે તમે ગાડીના બંન્ને ટાઈમે સ્ટેશનપર જજો અને તપાસ રાખજો મલેતો કલકતે મોકલાવજો કહ્યું ગોકલદાસે તે કબુલ રાખ્યું અને બંન્ને મિત્ર પ્રેમ સહીત ભેટી જુદા પડ્યા. જુદા પડતાં તેમણે દીનકરને પત્ર લખવા જણાવ્યું દીનકર વારૂ કહી રહ્યો. ગાડી ચાલતી થઈ પણ તે વાતમાંને વાતમાં તેનું ઠેકાણું પૂછવું ભૂલી ગયો. દીનકર કલકતે જવા રવાને થઇ ચૂક્યો. ત્યાં ગયો અને સરવે ચાર્જ સંભાલી લીધો. અને વફાદારીની નોકરી બજાવવા માંડ્યો હેડ મુનીમે તે શેઠને જણાવ્યા કર્યું. આથી દીન પ્રતીદીન તેના પગારમાં વૃદ્ધી થતી ગઇ ત્યાર બાદ મુનીમને કોઈ કારણે નોકરી છોડવાની જરૂર પડતાં તે જગ્યા દીનકરને આપણી ભાગ્યોદયનું ચક્ર સવળું કે અવળું ફરતાં તે લેશ માત્ર વિલંબ કરતું નથી વખત વખતની છાયડી પોતાની જગ્યા વખતો વખત પટલાવતી રહે છે.

દીનકરના ગૃહ કંઇક સારા આવવા લાગ્યા. છેવટ શેઠે તેને તે દુકાન ખાતે આઠ આની ભાગ કરી આપ્યો. દીનકર સાધારણ

ધનવંત બન્યો અને સુખમાં દિવસ નીરગમન કરવા લાગ્યો પણ તે સુખમાં સર્વંત્ર ભૂલી ગયો. પ્યારી મણી તેને વિસારે પડી. ગામ માબાપ વગેરે કશું તેને હાલ સાંભરતું નથી. અરે પણ પ્રીય મિત્ર કેશવલાલને પણ તે ભૂલી ગયો. આનંદે આનંદમાં દહાડા ગુમાવવા લાગ્યો.

એટલામાં વળી પેલું ચક્કર અવળું ફર્યું સરકારથી સટો બંધ થયો. દુકાન ઉઠાવી લેવા ફરજ પડી અને સટ્ટો કરનાર તથા દલાલને જો તે સટો કરે યા દલાલ તેની દલાલી કરે તો સંપુર્ણ સજા કરવી એવો હુકમ બહાર પડી ચૂક્યો. અને તેનો અમલ શરૂ થયો.

દીનકરે એક દહાડો લોભને વશ થઈ કાયદા વિરૂદ્ધ પગલું ભર્યું તે ધંધો તેણે કર્યો તુર્ત સપડાયો. કેસ ચાલ્યો. માજીસ્ટ્રેટે તેનો ભારી દંડ કર્યો. તે એટલો કે દીનકરે તે દંડ ભરતાં પોતાની તીજોરીમાંથી ઝાડી ઝપટી સર્વ બહાર કાઢ્યુ અને તેજોરીનું તલીયું જોયું પછી ગણત્રી કરી તો દંડ ભરી રહેતાં તેની પાસે એક મહોર વધી દંડ ભરી ચૂકયો. દુકાન ખલાસ થઇ આવું જાણી તેને પારાવાર દીલગીરી થવા માંડી.

હવે તેને પોતાનાં માબાપ વહાલી તથા મિત્ર સાંભર્યો. લમણે હાથ દઇ અશ્રુપાત કરવા લાગ્યો. અને પ્રભુને કહેવા લાગ્યો

વાહ પ્રભુ તાહરી ગતી ગહન છે. તાહરી અકલ ગતીનો પામર મનુષ્ય પાર પામી શકતાં નથી. દૈવ તું ઘડી મનુષ્યને સુખને છાપરે ચડાવી દે છે. અત્યંત સુખમાં અધર લઇ જઇ ફરી તેને દાવાનળ દુઃખમાં પડતાં મુકીને તેના ચુરે ચુરા કરી નાંખતાં તને લેશ માત્ર રહેમ આવતી નથી હાય આ શું આમ શોક કરી હિંમત લાવી ફરી બોલવા લાગ્યો.

અરે ચલીત લક્ષ્મીમાં મારૂં ચિત વળી દોડ્યું તે મારી ભૂલ છે આપણે આવ્યા ત્યારે શું લાવ્યા હતા વલી તુલજાપુરીમાં મારી પાસ શું હતું થયું તેના કરતાંતો આ સ્થિતી હજું કંઇક સારી છે પુરૂષના સંચિત આડુ પાદંડ છે. પંડ સલામત તો પાઘડી ઘોતેરી આમ બોલી હિંમત લાવી વિચારવા લાગ્યો હવે કરવું શું કાંઈ નહી હાલ આપણે વધારે શું જરૂર છે. પ્રભુ જ્યાં શેર બાજરી

આપે ત્યાં જવું આમ ધારી તે ભૂમીકાને સલામ કરી ચાલો નીકળ્યો. તે એક રૂટાયા રાજાના કેસરગઢ નામના નાના ગામડામાં આવી પહોચ્યો ત્યાંનો રાજા કેશરીસિંહ નામે હતો. તેને એક છોકરો હતો, રાજાને પોતાનો છોકરો ભણાવવાપર સારી વૃતી હતી. તે છોકરો ગૂજરાતી સાત ચોપડી ભણી ચૂક્યો હતો. હવે તેને ઇંગ્લીસ ભણવા મરજી હતી.

પણ ગામડામાં તેવી સ્કુલ ક્યાંથી હોય માટે તેનો બાપ ઇંગલીશ માસ્તરની શોધમાં હતો તેવા સમયમાં દીનકરનુ ત્યાં જવું બન્યું તે ગામમાં ચાલ્યો જતો હતો તેવામાં દરબાર ડેલી આવી.

તે ડેલીના અંદરના ઓટલામાં કેટલાક રજપૂત બંધાણી. તેની નજરે પડયા. તેણે બારીકીથી જોયું તો ત્યાં એક બાજુ એક માણસ કસુંબો ઘુંટે છે વળી બીજી બાજુ એક માણસ કવો તૈયાર કરવા માટે સગડીપર ઠીબડીમાં ખુન શેકી રહ્યો છે. હજામ ખરલ. ઉપટણો ધોઈ સાફ કરે છે. કુંભાર તેની ટેલટપરમાં હાજર રહ્યો છે. બાંધાણીયો ઝોકાં ખાઇ રહ્યો છે. દીનકર આ સઘળું ટગર ટગર જોઇ રહ્યો. તેના જોત જોતામાં કસુંબો ઘુંટાઈ તૈયાર થયો. કોથલી નીચોવી કાઢી પ્યાલીઓ ભરાણી અને વહેંચવા માંડી. એક એક પ્યાલી કસુંબો ચટ કરી ગયા. વળી બીજી માટે આગ્રહ ચાલ્યો. એક જણ પ્યાલી હાથમાં લઇ સામાને કહેવા લાગ્યો.

**આપનાર**—એ લ્યો દાજી લ્યો.

**લેનાર**—નાદાજી બહું થ્યો.

**આપનાર**—અરે હાલે દાજીના હમ. બોલેઇને

**લેનાર**—ઠીક દાજી લાવો ત્યારે. ,

**વળી બીજાને**—દે છે.

**અપનાર**—એ લ્યો ઠાકરણુ..

**લેનાર**—ભણું ભઉ થયું પણુ.

**આપનાર**—અરે પણુ થાવા દયોને.

**લેનાર**—જાણે લાવો ત્યારે

**વળી**—ત્રીજાને દે છે.

**આપનાર**—એ લ્યો દાજી.

**લેનાર**—હું દાજી અંજલી લીઉં લ્યો.

**આપનાર**—અરે ભણે અંજળીને ધોળો ઇમાં શું. અમલ શું ચીજ છે.

આ પ્રમાણે કસુંબા ચઢાવી. કાવો પણ પી ચુકયા બાદ ચારણ હોકારા કરવા લાગ્યા. અને બોલતા જાય ભલે બા ભલે

વાંચક વૃદ જે તેનાજ ચારણ ભાટ ભલે બોલે છે વળી તેને પ્રીય લાગે છે પણ તે ખરૂંજ બોલે છે અને તેને ખુલ્લું દર્શાવે છે કે જયારથી તમારામાં કુસંપના બીજ રોપાયાં અને વલી ઓછામાં પુરૂ તમે અફીણને ગૃહણ કીધું ત્યારથી ભામટીને બા બની ચુકયાછો. પ્રીય વાંચનાર શુરા રજપુતના વંશજોની પાયમાલીનાં મુખ્ય ત્રણ કારક છે તેમાંનું પહેલું કુસંપ બીજું અફીણ અને ત્રીજો દારૂ એતો હદ કીધી.

નહીતો વળી શુરા અને સિંહનાં બચ્ચાંની સતિ અને સિંહણ નાતઓની આવી બકરાં જેવી બાયલી સ્થિતી હોય!

કાવા કસુંબા થઇ રહ્યા બાદ ટીફીન ચલાવ્યું અને તે પરિપુર્ણ થયું દીનકર કયારનો આ સઘળું જોયા કરતો હતો તે હવે અંદર દખલ થયો તેને જોઇ આવકાર આપતાં તેમના એક કહ્યું

**દાજી**—એ રામ રામ છે શેઠ.

**દીનકર**—રામ.

**દાજી**—ભાણો કયાં રહેવું

**દીનકર**—મધુમતી.

**દાજી**—વારૂ સો તો ભલી ચુમાંનાં

**દીનકર**—હા દરબાર

**દાજી**—અહી કેટલા દહાડાથી આવ્યા છો.

**દીનકર**—દરબાર ચાલ્યોજ આવું છું.

**દાજી**—વારૂ તમે આ તરફ તમારી સ્વભુમી છોડી કાં આવ્યા

**દીનકર**—ખાસ મુસાફરી માટે

દીનકર ને આ સઘળું પૂછનાર કેશરીસિંહજ હતો તેણે વધારે પૂછયું

**કેશરિસિંહ**—વારૂ તમે કંઇ સારૂં ભણેલ હશો

**દીનકર**—હા દરબાર હું અંગ્રેજી મેટ્રીક સુધી ભણ્યો છું
**કેશરિસિંહ**—એમ ત્યારે તમે ભણાવી શકો ખરા કે નહી.
**દીનકર**—હા શામાટે નહી.
**કેશરિસિંહ**—ત્યારે અમારા કુંવર ને તમે ભણાવશો.
**દીનકર**—હા દરબાર
**કેશરિસિંહ**—બોલો શું પગાર લેશો.
**દીનકર**—જે આપ આપશો તે
**કેશરિસિંહ**—એમ નહી પહેલી ચોખ્ખી વાત કરો.
**દીનકર**—તમોને ક્યાં સુધી પહોંચાશે
**કેશરિસિંહ**—અમે તમને એક માસે વીશ રૂપૈઆ આપીશું
**દીનકર**—બહુ ઓછું થશે દરબાર
**કેશરિસિંહ**—નહી કંઇ ઓછું નથી વ્યાજબી જ છે
**દીનકર**—વારૂ બાપુ ક્યાં સુધી ભણેલ છે
**કેશરિસિંહ**—ગુજરાતી સાત ચોપડી ભણ્યો તેને બોલાવીએ એમ કહી સરદારસિંહ તેમ બુમ મારે છે એટલે તેનો પુત્ર હું હાજી કરતો હાજર થાય છે.

દીનકરે તેનું ભણતર તપાસ્યું અને તેને ભણાવવા કબુલ થયો. અને તે કામ શરૂ રાખ્યું તેને રહેવાને એક સાધારણ મળ્યું દીનકર સરદારસિંહને ભણાવવા લાગ્યો. તેને ઇંગ્લીશ વાંચતા લખતાં તથા બોલતાં આવડ્યું અને પછી કાયમનો સહવાસ તથા તેની સાથ બંનેનો સ્વભાવ મળતો આવવાથી તેની સાથ બંનેને પરસ્પર દોસ્તીના હક જેવું થયું એમ થોડા દિવસ ચાલ્યું એટલે સરદારસિંહની બેન જેનું નામ હિરા કુંવર હતું તેને ભણવાપર મરજી થઇ હીરા કુંવરને પણ તેના બાપના કહેવાથી દીનકરે ભ- ણાવવું શરૂ કર્યું તે સાથ તેના પગારમાં વધારો થયો. અને સા- ધારણ સુખમાં દિવસ કાઢવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૦ મું.

હીરાંની ઉમર આ વખત ૧૪ વર્ષની હતી તેનો ચહેરો ગોળ તથા ખુબ સુરત હતો તેની ચાંબડી ગૌર વર્ણની હતી. તેના શરિરમાં યુવાનીના નવપલ્લવ ખીલી ચુકયા હતા. તેની સકોમળ ચાંમડીએ કંઇક પારદર્શકપણાનો અંશ ધારણ કરેલા હતો. તેથી તે ક્યારેક જળપાન કરતી તે વખત જળ ધાર ખાસ બહાર દેખાવ આપતી હતી તેના ગુલાબી ગાલપર ત્રાજવું પાડેલ હતું તેનો દેખાવ દુરથી જાણે ગુલાબના પરિપૂર્ણ ખીલેલ પુષ્પ દડાપર સુગંધ લેવા માંખી બેશી ગઈ હોય તેમ લાગતું હતું આનવ યૌવન હીરા કુંવરે દીનકર પાસેથી સારી કેળવણી લીધી એક વખત સાયંકાળનો સમય થયો છે. સૂર્ય પોતાનાં કીર્ણો પાછા ખેચી અસ્ત થવા તૈયારી કરી રહ્યો છે. પક્ષીઓ પોતપોતાના માળામાં પેશી જવા માંડયાં છે ધેનુઓ સીમમાં ચરી તૃપ્ત થઈ પાછી ફરી પોતાનાં બચ્ચાંને ધરાવવા હિંસોરા કરતી ઘર તરફ જપટાબંધ વળી નીકળી છે. પડવાંગડીનાં ચક્ષુ ખુલતાં આવ્યાં છે દેવ દેવાલયોમાં ઝાલર નગારાંના નાદ થઇ રહ્યા છે ચાંદરડાનો સેનાધીપતી ચંદ્ર પોતાની સેના સહીત આકાશ માંહે વાદળાં વચ્ચે ચકચકીત દેખાવ પ્રસરાવી રહ્યો છે.

આવા વખતમાં હીરા કુંવર પોતાની એક ચાકરડી સાથ ગામ બહાર આવેલા પોતાના બાપના બગીચામાં ફરવા આવી ચડી.

બગીચામાં ગુલાબ મોગરા ચંપા કરણા ગોટા વગેરે પુષ્પના છોડ સુંદર દેખાવ આપી રહ્યા છે તેપર શુશોભીત પુષ્પો ખીલી રહ્યાં છે. ચંબેલી જુઇ જાઈ વગેરે ફુલ વેલીઓ લહેકી રહી છે. કેટલીક પુષ્પ કળી બીડાયલી જોવામાં આવે છે અને કેટલીક ખીલતી આવે છે ભમરાઓ ગુંજાર કરી રહ્યાં છે તે સઘળું જોતી હીરા આમ તેમ ફરી રહી છે.

આવા વખતમાં એક ક્ષત્રી ઘોડે સ્વાર ઘણા કોસની પોતાના ઘોડાને થયેલ મજલથી વિશ્રામ આપવા આ સુંદર બગીચો જોઇ તેમાં દાખલ થયો અને એક ઝાડ નીચે પોતાના અશ્વને બાંધી બગીચામાં ફરવા લાગ્યો. એટલામાં તેની દૃષ્ટિ હીરાપર પડી. તેનું

સુદર સ્વરૂપ જોઇ બોલી ઉઠયો અરે વળી આ કોણુ હું કયાં છું આ બગીચો કોનો હશે તેમાં વલી આ નવયોવન બાલીકા કોણહશે.

ઈંદ્રથી રિસાઇ કોઇ અપસરા તો પૃથ્વીપર જગ્યાએ આવી ન હોય કોઇ ગાંધર્વ કન્યા મૃત્યુ લોકમાં આલી ચડી કે શું વાહ શું તેનું સ્વરૂપ આહા એ ગજગામની કેવી હતલાતી ચાલે છે. પણુ તે કોણુ દેવી દાનવી કે માનવી હશે!! અરે તે સુંદરીનો સ્વામી કોણુ હશે ના હું ભુલું છું હજુ તેને દેખાવ કુંવારી હોય તેવો લાગે છે ચાલ જોઉં તો ખરો કે તે કોણ છે આમ બોલી જરા આગળ ચાલો એક ઝાડની ઘટામાં છુપાઇ રહે છે.

એટલામાં હીરાએ એક ગુલાબની ખીલતી આવતી કળી ચુંટી તેને હાથમાં રાખી તેની દાસીને કહેવા માંડી.

**હીરા**—દાસી પ્રભુની ગતી કેવી છે આ કલી હજુ ખીલતી આવે છે એટલામાં ઇશ્વરે તેનો ભોગી ભમર મેળવી આપ્યો પણુ હું નવ યોવનીનું યૌવત ખુલી ચુકયું તો હવે માહરૂં તે યોવન શોભાવનાર પ્રભુ મને હવે મને કયારે મેલવશે મારા પ્યારા પિતા પણુ હજુ તે સબંધી કશો વિચાર કરતા નથી. આવું સાંભલી પેલો મુસાફર તુર્ત ઝાડની ઘટામાંથી બહાર આવી બોલ્યો.

**મુસાફર**—પ્રેમદા તમારી તે ધારણા પ્રભુ સફળ કરશે સૃષ્ટીનો સરજહાર મનુષ્યને ઇચ્છીત વસ્તુ આપીજ રહે છે આ સાંભળતાં હીરાએ દષ્ટી ફેરવી તો એક યુવાન રજપુત તેની દષ્ટીએ પડયો. તેની બોલવાની છટાથી અને તેનું સ્વરૂપ જોઈ હીરા સ્તબ્ધ બની ગઇ તેણે દાસીને દૂર જવા રજા આપી અને બોલી.

**હીરા**—રાજેન્દ્ર આપ કોણુ છો.

**મુસાફર**— હું કાન્તીપુરના કુંન્તીભોજ રાજાનો પાટવી કૂંવર છું

**હીરા**—આપનું નામશું

**મુસાફર**—માહરૂં નાન ધૈર્યસિંહ

**હીરા**—હે ધૈર્યસિંહ ત્યરે તો મારા હૃદયને શાન્તી આપવા તથા હું મદનથી પીડાતી પ્રેમદાને ધૈય આપવાજ આપ અહી

પધાર્યા હશો? કાં

ધૈર્યસિંહ—જેમ ગણો તેમ

આમ બોલે છે એટલામાં તો દાસી આવી અને બોલી. બ-સરદારભાઇ તથા મહેતાજી અહીં આવે છે હીરા તુરત ગાભરી બની ગઇ અને દુર ખસી નીકળતાં બોલી મલજો. હવે મારાથી અંહી રહેવાશે નહી.

ધૈર્યસિંહ વારૂ કહી પોતાના ઘોડા પાસે જઇ સ્વાર થઇ બી-જી બાજુથી બગીચા બહાર નીકળી ગયો.

પ્રીય વાંચનાર ધૈર્યસિંહ કોણ તથા તેના બાપના નામ સાથે તેનું ગામ પણ તે જાણ્યું પણ તે અત્રે ક્યાંથી વગેરે જણાવું છું

ધૈર્યસિંહ તથા તેનો એક બારોટ વિરસિંહ બંને જણ દેશા-ટન ફરવા નીકળ્યા હતા એક વખત બંને જણ આરણ્યમાં ખરે બપોરે ચાલ્યા જતા હતા. તેવામાં તેની નજર એક હરણી પર પડી. બંને જણ તેની પછવાડે દોડયા. પણ હરણી હાથ નહી આવતાં ઘણે દૂર ચાલી ગઇ અને બંને જણ જુદા પડી ગયા ધૈ-ર્યસિંહ હરણી નહી મલ્યાથી નિરાશ થઇ પોતાના ઘોડાને થોભાવ્યો. અને નીચે ઉતરી જોયું તો તેનો બારોટ નજરે પડયો નહીં તેથી એકલો પડી આપણે ઉપર કહ્યુ ત્યાં કેશરગઢ આવી લાગ્યો હતો.

દીનકર તથા સરદારસિંહ બહાર ફરવા ગયા હતા. તે બગી-ચામાં આવ્યા તેમણે હીરાને જોઇ કહ્યું બેન કેમ હજુ અહીં છો જાઓ ઘેર વખત બહુ થયો છે હીરા વારૂ કરી દાસી સાથ ઘેર ચાલી જમવાનો ટાઇમ થતાં જમી અને પછી તેમને ધૈર્યસિંહ સાંભરી આવ્યો. મનમાં બોલાવા લાગી વાહ ધૈર્યસિંહ ખરેખર નામ તેવાજ તેનામાં ગુણ હતા. અહો શું તેની કાંન્તી કેવો ખુબ સુરત તેમનો દેખાવ કેવી તેની બોલવાની છટા શું તેની મધુરતા વાહ તે કામદેવનો અવતાર મારા શરિરમાં કામબાણ મારી ગયો. હું અભાગણીના નશિબમાં એવું કયાથી હોય કે પ્રભુ મારાં લગ્ન તે સાથ કરાવે હે જગતકર્તા તને વારંવાર સાંષ્ટાંગ દંડવત કરી કહું છું કે માહારા ભવિષ્યનો ભરથાર તું તે ધૈર્યસિંહનેજ કરજે

---

## પ્રકરણ ૨૧ મું

પ્રીય વાંચક હવે આપણે આપણી આગલી વાત યાદ કરીએ મણી મધુમતીમાં પતી વિરહથી સોચ પામતી ઇશ્વિર ભક્તિથાં ચિત્ત લગાવી નીતીનાં પુસ્તકો વાંચી દેવ દરશનમાં પોતાનો વખત ગાળે છે અને દુષ્ટ કરમચંદ તે સતીનું શિયળ ભંગ કરવા પુરી યોજના કરવા લાગ્યો છે

એક દિવસ પાપી કરમચંદ સવારમાં ઊઠી દુરમતી નામની એક નાયકાને ત્યાં ગયો નાયકાએ તેને જોઇ માન આપી બેસાર્યો અને કહ્યું

**દુરમતી**—શેઠ આજે ઘણે દિવસે આપનાં અમુલ્ય દર્શનનો લાભ મળ્યાથી મારા દીલમાં અતી આનંદ થયો છે

**કરમચંદ**—વારૂ પણ તમારૂં એક કામ પડયું છે

**દુરમતી**—ફરમાવો મારા ખાવિંદ એવું તે શું કામ છે જે હશે તે બજાવવા આ દાસી તૈયાર છે

**કરમચંદ**—આપો ત્યારે કોલ

**દુરમતી**—લ્યો શેઠ આ મારો કોલ બોલો શું કામ છે.

**કરમચંદ**—કામ તો ઘણું અઘુરૂં છે

**દુરમતી**—એમ ઘણું અઘુરૂ તે શું છે કહોને?

**કરમચંદ**—નેમચંદ શેઠની મણીને તમે ઓળખો છો

**દુરમતી**—હા હું તેને સારી રીતે ઓળખું છું.

**કરમચંદ**—ત્યારે તેને તમે અહીં લાવી શકશો.

**દુરમતી**—શેઠ શી રીતે લાવું.

**કરમચંદ**—કંઇ યુક્તિ કરીને

**દુરમતી**—એવી તે શું યુક્તિ કરીશું

**કરમચંદ**—સાંભળ ત્યારે હું તને કહું તેમ કરીએ

**દુરમતી**—વારૂ બોલો જોઇએ

**કરમચંદ**—જુઓ એનો પતી દીનકર આજે ઘણા વખતથી પો-તાના માવિત્રથી રિસાઈ કોણ જાણે કયાં ચાલ્યો ગયો છે તેને લીધે આ બહુ ચિન્તામાં રહે છે માટે તમારે ત્યાં જઇ કહેવું જે દીનકર આવ્યા છે અને કોઇને ખ-

ખબર ન પડે માટે મારે ત્યાં ઉતર્યા છે અને તને બોલાવે છે આમ કહેશો એટલે તે તમારી સાથે તુર્ત આવશે.

**દુરમતી**—હા સારી યુક્તિ શોધી ઠીક છે પણ મને તે મળે ક્યાં?

**કરમચંદ**—સાંજના હમેશ દરશન કરવા નીકળે છે એટલે તું ત્યાં જઇ ઊભી રહેજે,

**દુરમતી**—વારૂ ઠીક છે

**કરમચંદ**—પણ આજેજ લાવી આપે તો કામ થાય.

**દુરમતી**—ફીકર નહીં સેઠ આજેજ લાવી આપીશ પછી કાંઇ

**કરમચંદ**—બસ મારે એજ કામ છે

**દુરમતી**—ભલે તે કામ પાર પડશે પણ તમે સાંજના અહીં હાજર રહેજો હો

**કરમચંદ**—ઠીક એમ કહી રજા લઇ પોતાને ઘેર ગયો

આ તરફ સાયંકાળ થતાં દુરમતી મણીનો નીકળવાનો રસ્તો રોકી ઉભી છે એટલામાં મણી દરશન કરવાને નીકળી દુરમતીએ તેને જોઇ અને એક બાજુ બોલાવી ભોલી બિચારી મણી તેની પાસે ગઇ અને કહ્યું

**મણી**—કેમ બાઇ મને શા માટે બોલાવી

**દુરમતી**—તાહરૂં જરા કામ છે

**મણી**—માહરૂં શું કામ છે

**દુરમતી**—તને એક વધાઇ દેવાની છે

**મણી**—શાની વલી

**દુરમતી**—તાહરા પતીની

**મણી**—હેં મારા પતીની શું વધાઇ જલ્દી કહો મને આજે બહુ હર્ષ થાય છે

**દુરમતી**—તે સહી સલામત અહીં પાછા આવ્યા છે

**મણી**—કયે દહાડે

**દુરમતી**—આજેજ આવ્યા છે

**મણી**—ત્યારે ક્યાં છે મને કેમ મલ્યા નહી

**દુરમતી**—મારે ત્યાં છે તેમના માબાપને ન મળવું તે વ્યાજબી માને છે માટે તને મારે ઘેર બોલાવી છે જો આવી શકાય તો ચાલ.

**મણી**—ચાલો ત્યારે

બીચારી ભોલી મણી આ લુચ્ચીનું તર્કટ નહી જાણુતાં પ-તીનું નામ સાંભળતાં હર્ષ ઘેલી બની આ દુરાચરણી સ્ત્રીની કપટ જાળમાં ફસાવા તૈયાર થઈ બંને જણુ ચાલતાં થયાં થોડીવારમાં દુરમતીને ઘેર આવી લાગ્યાં દુરમતી તેમને પોતાના ઘર માહેના બે ઓરડા પ્રસાર કરાવી એક ત્રીજા હોલમાં લઇ ચાલી મણીએ આવું ભયંકર મુકામ જોઈ બીક પામતાં કહ્યું દુરમતી મારા સ્વા-મીનાથ કયાં છે જલદી બતાવ.

**દુરમતી**—આવે છે જરા સબુરકર

એમ કહે છે એટલામાં પાપી કરમચંદ તે હોલમાં જપાટા-બંધ દાખલ થયો. મણી તેને જોઇ ભયભીત બની

**કરણુચંદે**—રોષમાં આવી કહ્યું કેમ મણુકી જો સમાલ તાહરા બોલ મારાથી થયું તે મેં કર્યું છે હવે તાહરાથી થાય તે તું કરી લે

**મણી**—હિંમત રાખી બોલી ભાઇ અમો અબલાથી શું થાય તમે જે કર્યું તેનો બદલો તમને પ્રભુના દરબારથી મલી રહેશે

**કરમચંદ**—ચુપ રહે ભાઈ કોને કહે છે હવે તો પ્રેમથી સ્વામી કહી બોલાય નહી તો તેના પરિણામ વિપરીત આવશે.

**મણી**—ક્રોધથી પાપી જ્યાં સુધી મારા પીંડમાં પ્રાણુ છે ત્યાં સુધી તે શબ્દ સાંભળવાની તાહરી સઘળી આશા વ્યર્થ છે.

**કરમચંદ**—છરી ઉઘાડી સામે ધસ્યો. અને બોલ્યો લુચ્ચી રાંડ માન અને હવે જલદી મારા બોલને તાબેથા. નહીંતો આ છરી વતી તાહરા ટુકડે ટુકડા કરી નાંખીશ.

**મણી**—વાહ ઘણું ખુશી થવા જેવું મારી પણ એજ માગણી છે કે તારાં નીચ વચનો સાંભળવા કરતાં મરવું બહેતર સારૂં માનું છું.

**કરમચંદ**—તું મરવાને તૈયાર છે પણ મારો હાથ તાહરા કોમળ શરીરપર ઘા કરતાં અચકાય છે તો માન હું તને પાંચ મિનિટ વિચાર કરવા વખત આપું છું તેટલામાં નહી માને તો હું તને પગલે પગલે પીડીશ. ડગલે ડગલે દુખી ક-રીશ. અને અંન્તે તાહરા જાનનું નુકશાન કરીશ.

**મણી**—ચંડાળ મારે કશો વિચાર કરવાનો નથી હું નીરપરાધીને

તું પગલે પગલે પીડીશ તો નીરંજન નિરાકાર પ્રભુ તને તેના ફળ આપશે હું દુખીયારીને ડગલે ડગલે દુખ દેઇશ તો ઇશ્વર તને તે કર્મનો સ્વાદ ચખાડશે મારો જાન લઇશ તો તે હું આપીશ પણ દુષ્ટ એટલું તો ચોકસ યાદ રાખજે કે હું મારૂં શિયળ સ્વપને પણ ભંગ કરનાર નથી.

આ સાંભલી કરમચંદ ચીડાઈ મણીપર છરીનો ઘા કરવા જાય છે એટલાં દુરમતી આવી તેને અટકાવે છે અને કહે છે કે નહી શેઠ મારે ઘેર ખુન થાય તો હું ગરિબ માણુસ મારી જાઉં તેમ ન કરો નહીં તો હું હમણુંજ છતું કરીશ કરમચંદ આ સાંભલી ચોલ્યો અને ગુસ્સામાંને ગુસ્સામાં છરી બંધ કરી મણીની પુરી સંભાલ રાખવા દુરમતીને કહી. ત્યાંથી ચાલ્યો ગયો.

દુરમતીએ બારની સાંકલ દીધી અને મણીને અંદર પૂરી રાખી.

---

અહીં મણી ઘણી ગભરાટ સાથ અફસોસમાં પડી અને બોલવા લાગી અરે પ્રભુ મેં શું પાપ કર્યા હશે આવા અઘોર સંકટમાં મને તેં શા માટે નાંખી આ દુષ્ટ હવે મને શું કરશે કે ઇશ્વર સહાય કર આ દુનિયામાં ન્યાય નથી પણ તાહરા દરબારમાં ન્યાય છે કે નહીં ? અને હોય તો મને આ દુઃખમાંથી હવે જલદી બચાવ આમ બોલી ચિન્તાતુર ચહેરે એક ખુણામાં જઇ બેઠી એટલામાં કરમચંદ એક ઉંટપર બેશી હાથમાં ક્લોરોફોર્મની બાટલી લઇ દુરમતીને ઘેર આવ્યો ઉંટ બહાર જુકારી અંદર મણી બેઠેલ છે તે હોલમાં દાખલ થયો. પેલી શીશીમાંથી તેને ક્લોરોફોર્મ એકદમ સુંઘાડયું એટલે મણી બેભાન થઈ ગઈ તેને ઉંચકી ઉંટ પર બેસારી દુષ્ટ કરમચંદ ત્યાંથી તાબડતોબ વિદાય થયો.

---

# પ્રકરણ ૨૨ મું.

આ બાજુ કેશવલાલ પેલા રાજા પાસે રહી આનંદ કરે તે પેલી તારાથી દેખી ખમાતું નથી તેણે વિચાર્યું કે રાજાને કોઇ પણ બાને ખુશી કરી કેશવલાલનો પગ ત્યાંથી કઢાવવો.

એટલામાં કેશવલાલને ત્યાંની હવા પાણી માફક નહીં આવવાથી તેના શરિરમાં બિમારી પેદા થઈ રાજાએ તેને સારવાર માટે પોતાના ખાસ દાક્તરને ભલામણ કરી દવા ચાલે છે કેશવલાલથી હરી ફરી શકાતું નથી એવો લાગ જોઇ તારાએ રાજાની પાસે ફરી નાચગાન કરવા માગણી કરી રાજાએ કેશવલાલની માંદગી જણાવી તો તેણે પોતાનો વાજીંત્રવાલો લાવવા કહ્યું. રાજાએ તે કબુલ રાખ્યું તારા વાજીંત્ર વાલા સાથ કચેરીમાં આવી પહોંચી અને રાજાને મન પ્રસન નાચગાન કર્યું તેથી રાજા ખુશી થયો અને તારાને કહ્યું.

**રાજા**—માગ માગ.

**તારા**—સાહેબ આપો વચન.

**રાજા**—મારૂ વચન છે.

**તારા**—મારી માગણી એવી છે કે કેશવલાલને દેશ નીકાલ કરવો આ સાંભળી રાજા અફસોસમાં પડયો કચેરીમાંના સઘળાના મોઢા પડી ગયાં બધા એક અવાજે બોલ્યા અરે તારા કંઇ બીજી માગણી કર.

તારા—નહી મારી એજ માગણી છે નહી તો રાજાજી એટલું કહો કે મારૂં વચન ગયું રાજાએ કહ્યું વારૂ પધારો. એવું સાંભળી તારા હરખાતી પોતાને ઘેર આવી કેશવલાલને આરામ થયો. એટલે રાજાએ દીલગીરી સાથ તેને પોતાની હદમાંથી ચાલ્યું જવા ફરમાવ્યું.

કેશવલાલે માથે ચડાવ્યું અને તે ભૂમી છોડી ત્યાંથી ચાલી નીકળ્યો ચાલતાં ચાલતાં એક અઘોર જંગલમાં આવી ચડયો સૂર્યના તાપથી તે સંપૂર્ણ અકળાયો હતો. તૃષાને લીધે તેના ગલામાં કાચકી બાઝવા માંડી હતી. પણ જળ નહીં મળવાથી તે નિરાશ થઇ એક ઝાડની શિતળ છાયાએ બેઠો તેનું ગળુ સુકાવા માંડયું

ચહેરો ફીકો પડી ગયો આંખોમાંનું અમૃત સુકાવા માંડ્યું ચક્ષુ કોરાં પડવા લાગ્યાં અને જીવ નીકલવાની અણીપર તે ઝાડ નીચે સુતો છે એટલામાં એક ઘોડેસ્વાર પોતાના ઘોડાને પૂરજોસમાં દોડાવતો કેશવલાલની નજદીક આવી પહોંચ્યો.

પેલા ઘોડેસ્વારે કેશવલાલની આ સ્થિતી જોઇ તુરત પોતાના ઘોડાને ઊભો રાખી નીચે કુદી પડયો અને જોયું તો પાણી વગર તેની આ સ્થિતી થયેલી છે. એવું તેને માલુમ પડયું તુરત તેણે પોતાની મસકમાંથી તેના મોઢાપર પાણી છાટવા માંડ્યું થોડીવારે કેશવલાલને શુદ્ધી આવી અને ઇશારતથી પાણીની માગણી કરી પેલા મુસાફરે તેને પાણી પાયું એટલે કેશવલાલ સચેત થયો અને કહેવા લાગ્યો.

**કેશવલાલ**—માહરા પ્રાણુ રક્ષક પાણી વીના મારો જીવ થોડવારમાં નીકળી જવાનો હતો. સારૂં થયું કે પ્રભુએ તમોને અહીં મોકલ્યા.

આપના આ ઉપકારનો બદલો હવે હું કયે દહાડે આપીશ.

**મુસાફર**—ભાઇ માણુસે માણુસને મદદ કરવી એ માનવીનો ધર્મ છે તેમાં વળી ઉપકાર શું.

**કેશવલાલ**—વારૂ સાહેબ આપ કયાંના રહીશ છો અને અહીં તરફ કેમ આવવું. પડયું તેમને જણાવશો.

મુસાફરે પોતાની સઘળી હકીકતથી કેશવલાલને વાકેફ કર્યો. પ્રીય વાંચક આ મુસાફર બીજો કોઇ નહી પણ ધૈર્યસિંહનો બારોટ વિરસિંહ હતો ધૈર્યસિંહથી વિખુટો પડી તે અહીં આવી આવ્યો હતો વિરસિંહે કેશવલાલની કેટલીક હકીકત જાણી વખત મળે પોતાને ગામ આવવા કહ્યું કેશવલાલે કહ્યુ વારૂ વિરસિંહને ઉતાવળ હોવાથી તેણે રજા માગી અને ચાલતાં વખત કહ્યું મિત્ર જરૂર આવજો હો. કેશવલાલે કહ્યું ઠીક પધારજો સાહેબ માફ કરજો હો આપે માહરે માટે બહુ તસ્દી લીધી.

**વિરસિંહ**—વળી તેમાં તસ્દી શાની લેશો હવે હું જાઉં છું કહી વિરસિંહ ચાલતો થયો અને કેશવલાલ ત્યાં રહ્યો.

---

## પ્રકરણ ૨૩ મું.

આ તરફ મધુ મતીમાં મણીના મવિત્રા મણી મોડી રાત્રી થઈ છતાં ઘેર આવી નહીં જેથી. અતી. ગભરાટમાં પડયાં કસ્તુરે નેમચંદને પૂછયું.

**કસ્તુર**—પ્રાણ પતી આજે હજુ મણી કેમ નહી આવી હોય. શું થયું હશે.

**નેમચંદ**—મારાથી કેમ કહી શકયા.

**કસ્તુર**—કંઇ તપાસ તો કરો.

**નેમચંદ**— કયાં તપાસ કરીશું.

**કસ્તુર**—હા પેલી વીજલીને ઘેર જાઓ તે એની ગોઠણ છે તેને ત્યાં હશે જાઓ જુઓ.

નેમચંદ આ સાંભલી તુરત વીજલીને ઘેર ગયો. વીજલીના માબાપે નેમચંદને આદર સતકારથી બેસાર્યો અને કહ્યું શેઠ કેમ આજે અમો ગરિબ માણસને ઘેર આપ પધાર્યા અમારૂં શું કામ પડયું ફરમાવો નેમચંદે કહ્યું.

વીજલી બેન કયાં છે એટલામાં વીજલી આવી અને કહ્યું કેમ કાકા આ રહી શું કામ છે.

**નેમચંદ**—મણી બેન કયાં છે અહીં આવી છે.

**વીજલી**—નાના કાક આજે અહીં અવીજ નથી.

**નેમચંદ**—ત્યારે આજે તને મળી હતી.

**વીજલી**—ના કાકા આજે તો મને મલી નથી કેમ.

**નેમચંદ**—બાઇ તે આજે હજુ સુધી ઘેર આવી નથી.

**વીજલી**--હેં કાકા શું બોલો છો. કયાં ગઈ હશે.

**નેમચંદ**--કોણ જાણે બેન કયાં ગઇ શું જાણીયે.

**વીજલી**--જાય કયાં તપાસ કરો. ચાલો હું પણ અમારી એક બે ગોઠણોને ત્યાં જઈ તપાસ કરૂં છું પણ ત્યાં હોય તે હું કહી શકતી નથી કારણ કે અમો પુસ્તક વાંચવા તથા દેવ દરશન સિવાય બીજે કયાંઇ જતાં આવતાં નથી પણ જોઉં છું તમે પણ તપાસ કરો. નેમચંદ કહે વારૂ. આમ બોલી કેટલેક ઠેકાણે પૂછયું પણ પતો મલ્યો નહી.

આખર નિરાશ થઇ પાછો ફર્યો શું કરે લાચાર બિચારો દીકરી જેવી જાત. અને વલી આવી રાત્રીને વખતે ગઇ કોઇને આમ વાત કરવી તે પણ તેને શરમ ભરેલી ગણા ય જેથી પાછો ઘેર આવ્યો વીજલી પણ કેટલીક ગોઠણોને પૂછવાની રીતે પૂછી નેમચંદને ઘેર આવી અને નિરાશથી કહ્યું કાકા મને કશો પતો મળ્યો નહી કેમ તમે કંઇ શોધ કરી નેમચંદે કહ્યું બેન કરવાની રીતે કરી પણ હવે વાત વધારે ચોળવી નથી કારણ કે તેમાં આપણ ઘરના આબરૂને બટ્ટો બેસે તેવું છે. વીજલી કહે ઠીક છે કાકા હું કયાંઇ કહીશ નહી એમ કહી તે પણ બિચારી ખેદ પામતી પોતાને ઘેર આવી.

કસ્તુર તથા નેમચંદે ગુપ્ત શોધ ચલાવી. પણ કંઈ વળ્યું નહી અને તે બહુ દુઃખી થયાં એકની એક પુત્રી તેને આવું સંકટ હતું તેનાથી તે અંદરખાને દુઃખી તો હતાજ તે વલી. તે આંખોથી અદ્રસ્ય થઇ આથી તેના સંકટનો પાર રહ્યો નહી. થોડા દહાડા તેમ ચાલ્યું એટલામાં તો ગામમાં અફવા ઉડી કે મણી કોઇને લઇ નાશી ગઇ અરે પ્રભુ શુદ્ધ સતીને માથે આવું આળ ચડયું આખર તેને સર્વ તીરસ્કારવા મંડયાં. અને કહેવા લાગ્યા કે રાંડ ખોટાં ખોટાં વ્રત કરતી હતી કેવી સાદી થઇ ચાલતી પણ છેવટ તેણે આ કૃત્ય કર્યું અને પોતાના બાપદાદાના કુળને એબ લગાડી ધિક્કાર છે એવી પુત્રીઓને આમ સર્વ કહેવા લાગ્યાં.

કસ્તુર તથા નેમચંદની આબરૂ ગઇ તેને નીચું જોવાનું થયું આ વાત અમૃતને કાને પડતાં તે નેમચંદને ઘેર આવી નેમચંદે તથા કસ્તુરે તેને શરમાતે ચહેરે માન આપી બેસારી અમૃતે પૂછયું

**અમૃત**—કેમ ભાઈ મણી કયાં ગઇ રોયાં લોકો શું બોલે છે.

**નેમચંદ**—બેન કયાં ગઇ તે હું કહી શકતો નથી લોકો ભલે બોલે મારી દીકરીએ એમ કર્યું ત્યારે તેને બોલવા વખત આવ્યો ના ભલે બોલે

**અમૃત**—પણ ભાઈ એ મારાથી કેમ મનાય શાણી મણી ડહાપણ ભંડાર સદ્‌ગુણ સાગર મહારી વહાલી વહુ એવું કદી કરેજ નહી.

**નેમચંદ**—કરે ન કરે પણ હાલતો તે મારા કુલમાં કલંક પેસારી ચાલી ગઇ છે કેમ ગઇ શું થયું તે હું જાણુતો નથી.

**અમૃત**—હોય સચિંત મારો દીકરો પણ મને તરછોડી ગયો તો વળી વહુ શાની રહે પ્રભુને ગમે તે ખરૂં તેમાં આપણું કાંઈજ નથી.

ભાઇ મારી વૃતી હવે આ સંસારમાંથી તદ્દન ઉઠી ગઈ છે મને તો સંસારમાં રહેવુંજ ખારૂં જેર થઈ પડયું છે. હવેતો મનને વિચાર થાય છે કે નશિબમાં હોયને એક બે જાત્રા કરી પછી આ આતશ બાજી રૂપ દુનીયાની ઘટમાત્રમાંથી મારે તો મુકત થવા વિચાર છે નેમચંદે આ સાંભળી કહ્યું હા બેન મને પણ તેમજ થયું છે ચાલો જાત્રા કરવા જઇશું જો મરજી હોયતો મારા વેવાઇને પૂછી જોજો એટલે આપણે સર્વ જાત્રાએ જઇએ.

**અમૃત**—હાભાઇ તેમાં તમારા વેવાઇને શું પૂછવાનું છે ચાલો ખુશીથી કાલેજ જઇએ. કસ્તુર કહે હાબા ચાલો આમા કાંઇ છે નહી. નેમચંદ કહે વારૂ હું ત્યારે કાલે જરૂર ગાડી બાંધીશ. તમો તૈયાર થજો. અમૃત કહે બહુ સારૂં જા ભલે ગાડી બાંધજો લ્યો હું હવે જઇશ. કોઇ શોક કરશો માં છોકરાં કોનાં ને કોનું કાંઈ જો આપણાં હોયતો વલી જાય શા માટે નેમચંદ કહે હા બેન છે તો એવું ભલે જાઓ આવજો હો અમૃત હા ભાઈ કહી ચાલતી થઈ. અને ઘેર આવી રૂપચંદને તે બીના કહી તે બહુ દુઃખી થયો અને જાત્રા કરવા જવા તેમણે હા કહી.

બીજે દહાડે નેમચંદ ગાડી બાંધી આવ્યો તેમાં બેશી નેમચદ કસ્તુર રૂપચંદ અમૃત તથા તેની પુત્રી ચંદનગૌરી (દીનકરની બેન) સર્વે જાત્ર કરવા રવાના થયાં બાવલપુરી આવી ત્રે રેલવેધા જાત્રા મુસાફરી કરવા નીકળી પડયાં ત્યાંથી તેઓ દ્વારકાં ગયાં ત્યા આગળ થોડા દહાડા રહી વલી ત્યાંથી નાશીક ગયાં ત્યાં પણ બ્રાંહ્મણ વગેરે જમાડી તેઓ હવે કાશી જવા નીકલી પડયાં.

---

## પ્રકરણ ૨૪ મું.

બારોટ કેશવલાલથી જુદો પડી મોડી રાત્રે કેશરગઢ આવી પહોંચ્યો. ત્યાંના રાજા કેશરીસિંહને ત્યાં તેણે ઉતરવા ધાર્યું અને ત્યાં ગયો કેશરીસિંહે વિરસિંહને સારો આદર સતકાર આપી અને રસોઈની તૈયારી કરાવી. વિરસિંહને જમવા ઉઠાડયો વિરસિંહ જમવા બેઠો એટલામાં હાથમાં થાળ લઇ હાથણીની પેઠે ડોલતી એક યુવાન બાલીકા બારોટને થાળ પીરસવા આવી વિરસિંહે તેની સામું જોયું અને તેના સર્વે ચિન્હ તપાસ્યાં તો આ બાલનાં દરેક ચિન્હ પદ્મણીના ચિન્હને મળતાં આવ્યાં એટલે બારોટે વિચાર કર્યો. કે ખરેખર આ પદ્મણી રાજા ધૈર્યસિંહને લાયક છે. આમ કહી તેનું નામ વગેરે જમતાં જમતાં જાણી લીધું જમી નીદ્રાને આધીન થઇ પ્રાતઃકાળે થતાં પોતાને દેશ જવા નીકળ્યો. અને ત્યાં પહોંચ્યો. એટલામાં રાજા ધૈર્યસિંહ પણ વિરસિંહની ખોળ કરતાં નિષ્ફળ નીવડયાથી અહીં આવી પહોંચ્યો હતો. બંન્ને જણ મળ્યા અને એક બીજાની ખબર અંતર પૂછવા લાગ્યા, એટલે બારોટે પોતાની વાત ઉઠાવી અને પોતાને માથે વિતેલ વાત કહી રહ્યા બાદ હીરા કુંવરનાં વખાણ કરવા લાગ્યો.

બારોટ— સુલક્ષણા છંદ.

રાજ રાજેન્દ્ર જુદો પડયો તમથકી કેશરગઢ હું આવી લાગ્યો;
કેશરગઢમાં નારી એક નીરખી ત્યાંહી મારો શંશય ભાગ્યો (૧)
આજદી સુધી હું જાણતો અવનીમાં પદ્મણી છે નહીં હાલ કયાંહી
એ મમ ધારણા છેક જુઠી પડી પ્રત્યક્ષ પદ્મણી જોઇ ત્યાંહી.(૨)
ચાલતી હાથણી સમ પ્રીય માલતી થાળ પીરસ્યો મને પ્રેમ આણી
જોઇએ તે માગી લેવા મુજને કહ્યું નેમથી બોલી તેં પ્રેમ વાણી.(૩)
વાણી સાંભળતાં વિસ્મે હું થયો. જોયું વદન મેં નેહ લાવી
ગોરીની ગૌર તાગાલ ગુલાલની. મુખ કાંન્તી મને મન ભાવી. (૪)
કાંન્તીએ ભ્રાન્તીમાં નાંખીયો મુજને કોણ આ અપસરા કે ઇંદ્રાણી
ભાગ્યશાળી એવો કોણ અવની વિષે કયા રાજેન્દ્રની રાજ રાણી. (૫)
નહીં રાજેંન્દ્રની રાણી તેની કહી. નહી અપસરા નહીં ઇન્દ્રનારી
કેશરીસિંહની પુત્રી એ નીકલી, પ્રેમદા છે હજુ તે કુંવારી. (૬)
નામ હીરા પણ મુલ્ય હીરા થકી મેંઘુ છે એમનું જાણીયે તો

રાજેન્દ્ર રાજની ખામી પુરી થશે પદ્મણી જો એ આણીયે તો.(૭)
છાબડે ઢાંકેલું રત્ન છાનું હતું. જોયું જાણ્યું હવે કેમ ખોશો.
રાજવી માનો તો પરણો એ પદમણી સુખ સંસારનું તોજ જોશો.(૮)
કહે ચત્રભુજ વિરસિંહે તહીં જોયું જાણ્યું તેવું કહી બતાવ્યું,
ધૈર્યસિંહ દીલમાં આનંદ પાંમતાં તેહનું બોલવું મન ભાવ્યું.(૯)

---

ધૈર્યસિંહ આ સાંભલી બોલ્યો બારોટજી તમે પણ હીરા કુંવરને જોઇ એમ ત્યારે હું પણ તમારાથી જુદો પડી તે કેશર ગઢ ગયેલો અને આરામ લેવા તે ગામને ઝાપે તેનાજ બગીચામાં ગયેલો ત્યાં મેં પણ તે હીરા કુંવરને જોઈ મારે અને તેને સેજ વાત ચિત થઇ એટલામાં તેનો ભાઈ તથા તેનો માસ્તર આવે છે તેવું તેની દાસી એ કહેતાં તે ચાલી ગઇ અને હું પણ નિરાશ થઇ આ તરફ ચાલ્યો આવ્યો.

વિરસિંહએ રંભા રત્ન મે જોયું ત્યારથી મારા દિલમાં બેચેની પથરાઇ રહી છે હું તમારીજ રાહ જોઇ અહીં બેઠોલો હતો. તેટલામાં તમે આવી લાગ્યા. અને વલી તેજ સમાચાર લાવ્યા. ઘણુ ખુશી થવા જેવું પણ બારોટજી મારા શીર છત્ર પીતા. હજુ હયાત છે. તેને પૂછવા સિવાય તે આપણાથી કેમ થાય વડીલને પૂછવું તે આપણી ફરજ છે પણ તે શી રીતે પૂછી શું. ?

**વિરસિંહ**—તેની કશી ફીકર નહીં હું બાપા પાસે જાઉં છું અને તેને કહું છું તે માટે નચિંત રહેશો.

**ધૈર્યસિંહ**—વારૂ બાપાને બરોબર સમજાવજો હો.

**વિરસિંહ**—કશી ફીકર નહી દરબાર તે તો અમારા બાપ દાદાનું કામ છે.

**ધૈર્યસિંહ**—ઠીક છે જાઓ અને શું જવાબ મલે છે તે લઇ વહેલા આવો.

**વિરસિંહ**—વારૂ સાહેબ કહી ચાલતો થયો અને કુંન્તીભોજ રાજાની કચેરીમાં આવ્યો. કુંન્તીભોજે તેને જોઇ કહ્યુ

**કુંન્તીભોજ**—આવો બારોટજી.

**વિરસિંહ**—સુખી રહો અનદાતા.

**કુંન્તીભોજ**—કેમ શું ખબર છે.

**વીરસિંહ**— **દોહરો.**

કાંન્તીપુર શોહામણું, કુન્તી ભોજનું રાજ;
અઢળક લક્ષ્મી છે અહીં, અનગળ સૈન્ય સમાજ.
રૈયત સુખી છે ઘણી, ભાટ બ્રહ્મને સુખ;
દાન ઘણેરાં દઈ કરી, ભાંગી તેની ભૂખ.
રાણી મંદિર માળીયે, શોભાવે ઘરસુત્ર;
ધૈર્યસિંહ સરીખડા, સુરવીર છે પુત્ર.
એવું સઘળુ સુખ છે, કશી વાતે નહીં ન્યુન;
પણ પદ્મણી નહી દરબારમાં, તેથી દીસે શુન્ય.

---

આ સાંભલી કુન્તી ભોજ બોલ્યો.

**કુન્તીભોજ**—હે વીરસિંહ મારા દરબારમાં પદમણીની ખામી છે.

**વિરસિંહ**—હા જનાબ.

**કુન્તીભોજ**—ત્યારે તમે કોઇ પદમણી શોધી લાવોને.

**વિરસિંહ**—સાહેબ શોધી લાવ્યો છું.

**કુન્તીભોજ**—વિરસિંહ મારી અવસ્થા હવે વૃદ્ધ થઈ છે જેથી તમે શોધેલી પદમણી પુત્ર ધૈર્યસિંહને પરણાવીએ તો કેમ.

**વિરસિંહ**—હાજી હું પણ તેજ કહેવા માગુંછું.

**કુંન્તીભોજ**—વારૂ બારોટજી તે પદમણી કયા રાજાની પુત્રી છે.

**વિરસિંહ**—દરબાર અહીંથી ઘણાક ગાઉપર એક કેશર કરીને નાનું ગામ છે ત્યાંના રાજા કેશરીસિંહ નામે ત્રણ ચાર ગામનો ઘણી છે. પણ તેને ઘેર તેની પુત્રી હીરા કુંવર નામે ખાસ પદ્મણી છે.

**કુંન્તીભોજ**—એમ તમે તેની પરિક્ષા કરી.

**વિરસિંહ**—હાજી મે બરોબર પરિક્ષા કરી છે.

**કુન્તીભોજ**—તમે તે તરફ કયાંથી જઇ ચડયા.

**વિરસિંહ**—સાહેબ હું દેશાટન કરતો ત્યાં જઇ ચડેલો તેવામાં મારી નજરે આ હીરા પડયો. અને મે જાણ્યું કે આ રત્ન

ધૈર્યસિંહભાઇને લાયક છે જેથી હું બીજે કયાંઈ નહી જતાં આ તરફ આપને જણાવવા આવ્યો.

**કુંન્વીભોજ**—વારૂ ત્યારે તમે હવે ધૈર્યસિંહભાઈને પુછો અને તેની પ્રસંદગી હોયતો તે તરફ માગું લઇને જાઓ

**વિરસિંહ**—દરબાર તે વાત મે તેમને કરેલી છે અને જે પસનજ છે

**કુંન્તીભોજ**—ભલે ત્યારે તમે માગુ લઇને જાઓ.

વિરસિંહ વારૂ દરબાર કહી સલામ કરી ચાલી નીકળ્યો અને ધૈર્યસિંહ પાસે આવી સઘળી વાત કરી ધૈર્યસિંહ અંતઃકરણમાં ખુશી થયો અને વિરસિંહને તેણે પોતાનો ફોટુગ્રાફ આપ્યો અને કહ્યું કે તમારે કેશરિસીંહને બાપાએ કહેલવાત કરવી અને હીરાને મારો આ ફોટો આપવો આ કામ કરી જલદી પાછા વલી નીકળશો વિરસિંહે વારૂ કહી ઘોડો મારી મૂકયો અને થોડા દિવસમાં કેશર ગઢ આવી પહોંચ્યો.

દરબાર ડેલીમાં આવી ઉભો રહ્યો. ચાકરે ઘોડો લઇ ઘોડારમાં બાંધ્યો અને કેશરીસિંહે તેને માન આપી પોતાની પાસે બેસાર્યો અને પૂછયું.

**કેશરીસિંહ**—કેમ બારોટજી ફરી આવવું પડ્યું.

**વિરસિંહ**—દરબાર અમારા રાજા કુંન્તીભોજના ચી. પુત્ર ધૈર્યસિંહનું સગપણ તમારી પુત્રી હીરાકુંવર વેરે કરવા માગું લઇ આવેલ છું

**કેશરીસિંહ**—કુંન્તીભોજ કયાંના રાજા છે.

**વિરસિંહ**—કાંન્તીપુરના.

**કેશરીસિંહ**—ઠીક છે જોશું આમ વાત થાય છે એટલામાં રસોઇ તૈયાર થઈ અને બારોટને જમવા બેસાર્યા વિરસિંહ જમ્યો અને લાગ જોઇ પેલો ફોટો હીરા કુંવરને આપ્યો. હીરા જોઇ ઘણી ખુશી થઈ તેનેછાતી સરસો ચાંપ્યો. અને વળી તેનુંજ માગું બારોટજી લાવ્યા છે તે જોઇ આનંદ પામી કેશરીસિંહ જમ્યા પછી તેણે દીનકરને બોલાવી કહ્યું.

**કેશરીસિંહ**—મારતર તમે બારોટની સાથે જાઓ અને તેનું રાજ તથા ધૈર્યસિંહને જોઇ તેની પરિક્ષા કરી અને

પછી વહેલા આવજો

**દીનકર**—વારૂ હરબાર.

કેશરીસિંહે તેને એક ઘોડો આપ્યો અને બારોઠ સાથે જમાઇને જોવા વિદાય કર્યો.

દીનકર તથા વીરસિંહ કાન્તીપુર આવી પહોંચ્યા વિરસિંહે કુંન્તીભોજ તથા ધૈર્યસિંહને સઘળી વાત કરી અને આ મહેતાજીને કેશરીસિંહે જોવા મોકલ્યા છે તેમ કહ્યું ધૈર્યસિહે દીનકરને આદર સતકારથી પોતાની પાસે રાખ્યો દીનકરે તેના રાજ્યની સઘલી હકીકત જાણી તથા કેશરીસિંહના ફરમાન મુજબ કરવા યોગ્ય પરિક્ષા કરી ધૈર્યસિંહ મળતાવડા સ્વભાવનો હોવાથી તેને દીનકર સાથે સ્નેહ બંધાયો અને તેણે પણ હીરા કુંવરની કેટલીક હકીકત દીનકર પાસેથી જાણી પછી પોતની બનેલી વાત કહી અને કહ્યું કે હું તમારા રાજાના બગીચામાં એક દિવસ તે તરફ નીકલી આવતાં મારા થાકેલ અશ્વને આરમ દેવા આવેલ હતો.

ત્યાં મારો અને હીરાનો મેલાપ થયો હતો અને કેટલીક વાતચિત્ત થઈ એટલામાં તમે તથા તેનો ભાઇ આવતાં અમે જાણ્યા તેથી હું ત્યાંથી નીકલી અહી તરફ વળી નીકલેલો ત્યાર બાદ થોડા રોજ પછી મારો બારોટ વિરસિંહ તેની વિષેપ ખબર લાવ્યો અને મારા બાપને પણ તેમણે સમજાવ્યા પછી તેમણે વિરસિંહને માગુ લઇ તમારા તરફ મોકલ્યો હતો અને વલી તેમણે તમને જોવા મોકલ્યા. હવે આવાત બાર આના ચોકસ પાયા પર આવી પહોંચી છે તેને પુરી કરવી ફકત તમારાજ હાથમાં છે. મિત્ર આ કામ કરવું તે તમારી ફરજ છે.

**દીનકર**—કશી ચિન્તા નહી ભાઈ તે કામમાં મારાથી બનતી મદત કરીશ હીરાની તમારાપર પરિપુર્ણ વૃતી છે અને તેમનાં મા બાપને હું સારી રીતે સમજાવીશ. મિત્ર મહારાથી બનશે ત્યાં સુધી હું હીરાનાં શુભ લગ્લ તમારીજ સાથ કરાવીશ.

**ધૈર્યસિંહ**—બસ મિત્ર માહરે અટલુંજ જોઇએ છે.

**દીનકર**—કશી ચિન્તા નહી તે માટે તમો નચિંત રહેશો અને

હવે મને રજા આપો. કારણ કે મને હવે બહુ દિવ-
સ થયા છે.

ધૈર્યસિંહ—વારૂ ભલે ખુશીથી પધારો

દીનકર ત્યાંથી વળી નીકળ્યો અને કેશરગઢ આવી પહોંચ્યો કેશરીસિંહને તથા સરદાર વગેરેને સમજાવી સગપણ તેમણે ચોકસ કરાવ્યું કેશરીસિંહે શ્રીફળ મોકલ્યું કુન્તીભોજે તે વધાવી લીધું થોડા દહાડા પછી લગ્ન ચોકસ કર્યાં કાન્તીપુરમાં સુશોભીત મંડપ રચાયો કેશરગઢમાં પણ તે પ્રમાણે કર્યું અને લગ્ન તીથીએ ખાંડું આવ્યું તે સાથ હીરાને હર્ષ ભેર પરણાવી હીરા અતી ખુશાલી સાથ સાસરે સીધાવી ત્યાં તેનો ધૈર્યસિંહ સાથ હસ્ત મેળાપ થયો ધૈર્યસિંહ તથા હીરાકુંવર પરસ્પર આનંદ પામ્યાં અને હમેશ આનંદમાં દિવસ નીરગમન કરવા લાગ્યાં થોડા દહાડા પછી ધૈર્યસિંહે દીનકરને ત્યાં બોલાવી લીધો દીનકર ત્યાં ગયો અને તેની ઘણી દોસ્તી જામી એટલામાં કુન્તીભોજ રાજા સ્વર્ગવાસી થયા અને ધૈર્યસિંહે રાજની લગામ હાથ ઝાલી તેણે પોતાના મિત્ર દીનકરને પ્રાઇવેટ સેક્રટરીની જગ્યા બક્ષી અને કેટલાક દહાડા તેમ ચાલ્યા બાદ તેની હુશિયારી વધારે જાણી હજુર સેક્રટરીની જગ્યા આપી તેટલામાં દિવાનજી ગુજરી ગયા અને તે જગ્યા ખાલી પડી રાજા વિચારમાં પડયો અને તે જગ્યા કોને આપવી તેના વિચારમાં તે ગુંથાયો એક દહાડો તેમને શયનગૃહમાં તે વિચાર સાંભરી આવ્યો. એટલે તેને વિચારમાં જાણી હીરા એ પૂછયું કેમ સ્વામીનાથ આજે શું વિચારમાં છે. ધૈર્યસિંહે પોતાનો વિચાર જણાવ્યો. એટલે હીરાએ તુર્ત કહ્યું સ્વામીનાથ માસ્તરની હુશિયારી કયાં કમતી છે ખુશીથી તે જગ્યા તે સંભાળી શકશે માટે તેનેજ આપો ધૈર્યસિંહને પણ તેજ વિચાર હતો તેથી તેણે ખુશી સાથ કબુલ રાખ્યું. બીજે દહાડે દીનકરને દીવાનગીરીનો શિરપાવ અર્પણ કર્યો અને રાજ્ય પોતાના બાપ કરતાં સવાઇ શુખ શાન્તીમાં ચાલવા લાગ્યું. રૈયતને પણ યોગ્ય ન્યાય મળતાં તેઓ ખુશાલી સાથ રાજા પ્રધાનના વખાણ કરવા લાગ્યા.

---

# પ્રકરણ ૨૫ મું.

આ તરફ મણીને ઉઠાવી ચાલી નીકળેલો કરમચંદ ઘણો દૂર એકવેરાન જંગલમાં આવી પહોંચ્યો મધ્યાન કાળ થતાં તેણે ઉટ જુકર્યાં મણીને નીચે ઉતારી એક બાજુ બેઠો તેટલામાં મણીને પેલી દવાનું ઘેન ઉતર્યું અને જોયું તો તે એક જંગલમાં આવી પડી છે વળી કપટી કરમચંદ તેની નજદીક બેઠો છે આ જાણી તે વધારે ભયભીત બની અને બોલી.

અરે દૈવ આશું હું કયાં છું મને અહીં કોણ લાવ્યું મારૂં ઘર કયાં મારાં માબાપ કયાં છે આ જંગલમાં હું કયાંથી.

**કરમચંદ**—પ્રીય હું લાવ્યો છું કેમ હવે મારે તાબે થવું છે કેનહી

**મણી**—આ સાંભળી ક્રોધાયમાન થઇ બોલી.જા દુષ્ટ ચંડાળ પાપી હું દુખીયારી અબળાને સંતાપી તું કયાંઇ સુખ પામીશ નહી પ્રભુ તાહરૂં અન્ન પાણી વિના આરણ્યમાં મોત કરશે

**કરમચદ**—બસકર વધારે નહી બોલ નહી તો હવે તું તદન મારા કબજામાં છે માટે હું ધારીશ તે કરવા તને શક્તિમાનછું

**મણી**—ગભરાઈ આંસુ પાડી પૃથ્વી સામે હાથ જોડી બોલી અહો ધરતીમાતું આવા દુષ્ટને તેના પાપી પગલાં તાહરા શરીર પર કેમ મુકવા દે છે અહો પ્રભુ આવા આવા પાપીને તું તેના કર્મનો દંડ કેમ દેતો નથી ઇશ્વર હવે તો બહુ થઇ માહરી જલદી સહાય કરો હું અભાગીની નીવારે હવે જલદી જાઓ

આમ બોલે છે એટલામાં તો પાસેના રાફડામાંથી એક ઝેરી નાગ ફુંફાણુ મારતો કરમચંદ સનમુખ દોડયો. બાપ બાપ બોલતો કરમચંદ નાઠો નાગે તેને ક્ષણવારમાં પકડી પાડયો અને જોરથી તેના શરીરને જબરો ડંસ કર્યો તુર્ત દુષ્ટ કરમચંદનું તાળવું ફાટી ગયું.

પ્રભુએ તેને માટે ખુલ્લાં રાખેલ દ્વારમાં જમડાઓએ તેને ધકો મારી બેશી દીધો દુષ્ટને તેના દુષ્ય કૃત્યની સજા થઇ.

મણી ત્યાંથી નિરવિઘ્ને ચાલી નીકળી કોમળ અંગી કદી નહી ચાલેલી તેને આજ દુષ્ટના સપાટામાં આવી પડયાથી આર-

ણ્યમાં ચાલવું પડયું પગમાં કાંટા વાગે છે ઝરડામાં તેનો સાળુ ભ-રાઇ ફાટી જાય છે પગમાં ઝાંખરાં ભરાઈ રૂધીરની ધારા છુટે છે.

આવું સંકટ વેઠતી આ કોમળ કામની ચાલી જાય છે એટલામાં તેને એક ઘોડેસ્વારે આવું સંકટ વેઠતાં જોઇ તેને દયા આવી તે તેની પાસે ગયો અને બોલ્યો.

**ઘોડેસ્વાર**—બેન આપ કોણુ છો આ જંગલમાં તમે એકલાં ક્યાંથી?

**મણી**—ભાઇ હું એક દુખીયારી બાળા છું વખાની મારી અત્રે આવી ચડી છું.

ઘોડેસ્વારને વધારે દયા આવી જેથી તે પોતાના ઘોડાપરથી ઉતરી તેની નજદીક ગયો અને વિવેકથી બોલ્યો બેન તમે થાકેલાં લાગો છો માટે બેસો જરા શાંન્ત થાઓ હું તમને કહેશો ત્યાં પહોંચાડીશ.

**મણી**—ભાઇ તમારૂં પ્રભુ ભલુ કરશે એમ કહી બેસે છે મુસાફર તેને ભૂખ લાગી હશે એમ જાણી તેને પોતાની પાસેથી ભાતું કાઢી આપે છે. મણી ના કહે છે પણ પેલો આગ્રહ કરી તેને જમાડે છે મણીએ જરા ભાતું ખાધું, મુસાફરે તેને પાણી આણી આપ્યું તેથી તેણે જળપાન કર્યું અને જરા શાંન્ત થઈ એટલે મુસાફરે કહ્યું બેન ચાલો હવે હાલ તો મારી સાથેજ પછી તમે જ્યાં કહેશો ત્યાં પહોંચાડીશ હવે અહીં વધારે વખત રોકવામાં સાર નથી કારણકે આ જંગલમાં વાઘ વરૂ સિંહ વગેરે જાનવરનો બહુ ડર રહે છે માટે ચાલો મણી, તેની સાથે ચાલવા માંડી વાતો કરતાં કરતાં થોડે દૂર ચાલ્યાં.

એટલામાં તો તેણે એક ભયંકર શબ્દ સાંભળ્યો. તે જોઇ બંને જણ ભયભીત બન્યાં અને સામે જોયું તો એક વિકાળ સિંહ તેની સામે ફાળ મારતો આવતો તેણે દીઠો.

સિંહે મણીપર તલપ મારી અને પંજો મારવા જાય છે એ-ટલામાં કોઇ બે ઘોડેસ્વાર પવનવેગી અશ્વપર સ્વાર થયેલા ઝ-પાટાબંધ ત્યાં આવી પહોંચ્યા તેમાંના એકે પીસ્તોલનો અવાજ

કર્યા તેથી તેમાંથી છૂટેલ ગોળી સિંહના કપાળમાં વાગતાં તે બે શુધ્ધ થઇ ધરણુ ઢળ્યો.

પ્રીય વાંચક બે ઘોડેસ્વાર માંહેનો એક ધૈર્યસિંહ તથા બીજો તેનો પ્રીય દીનકર હતો. ધૈર્યસિંહ મૃગીયા રમવા નીકળેલ હતો. દીનકર તેની સાથે હતો. તેવામાં તેણે આ અનાથ બાલીકાનું આવું સંકટ જોયું જેથી તે તરફ પોતાના અશ્વ મેલ્યા હતા.

સિંહને માર્યા પછી ધૈર્યસિંહ ઘોડાપરથી નીચે ઉતરી મણી-ની પાસે ગયો અને જોયું તો તે બીકમાં બાવરી બની રહી હતી. તેની છાતી શ્વાસથી ધડકતી હતી. તેથી તેને તથા પેલા મુસાફરને લઇ ચારે જણુ ગામ ભણી વળ્યાં પેલો મુસાફર બીજો કોઇ નહી પણ દીનકરનો નવો દોસ્ત ગોકલદાસ હતો. ગોકલદાસનો પિતા ગણેશ ધૈર્યસિંહના દરબારમાં વહીવટદાર હતો. તેને મળવા માટે ગોકલદા-સ અહીં આવેલ હતો. દીનકરે તુર્ત તેને ઓળખ્યો. પરસ્પર પ્રેમ સહિત ભેટી આનંદ પામ્યા. ગોકલદાસને દીનકરની આવી ચડતી પાયરી જોઈ બહુ આનંદ થયો. ગણેશ વહીવટદાર પોતાના મિત્ર ગોકલદાસના પિતા છે એવું જાણી દીનકરને વહીવટદાર સાથ વધા રે સ્નેહ થયો. બેશુધ્ધ થયેલી મણીને ધૈર્યસિંહે હોસ્પીટાલમાં મો-કલાવી બીજે દહાડે ૧૧ વાગતે કચેરી ભરાઇ એટલામાં સિપાઇ-એ આવી કહ્યું.

સિપાઈ—સાહેબ કોઇ ગવૈયો અંદર આવવાને માગે છે

ધૈર્યસિંહ—ભલે આવવા ધો સાંભલતાં સિપાઇએ તે ગવૈયાને અંદર આવવા દીધો.

વાંચનાર ગવૈયો બીજો કોઇ નહી પણ દીનકરનો મિ. કેશ-વલાલ હતો. ગામે ગામ ફર્યો પણ તેને દીનકરનો પત્તો મળ્યો નહિ હતો. અને વળી આહીં આવતાં આ ગામના દીવાન દીનકર છે તેવું તેને જણાતાં શંકા ઉપજી જેથી કચેરીમાં આવી લાગ્યો હતો તે વખત વિરસિંહ કચેરીમાં હાજર હતો. તે કેશવલાલને જોઇ ખુશી થયો અને બોલ્યો.

વિરસિંહ—આવો મ્હારા વાલા દોસ્ત આવી પહોંચ્યા કે?

કેશવલાલ—હા મારા પ્રાણુ રક્ષક મિત્રની મદદ લેવા આવવુંજ

જોઇએ ને એટલામાં ધૈર્યસિંહે વીરસિંહને પૂછયું:'બારોટ આ કોણ છે તમોને પ્રાણરક્ષક કહે છે તે શું વિરસિંહે તેને સઘલી બીના જણાવી.

**કેશવલાલ**—કચેરીમાં દાખલ થયા પછી તેમણે દીનકર સામું જોયું પણ તેના ચહેરામાં પ્રથમ કરતાં ઘણો ફેરફાર થયાથી તેણે તેને ઓળખ્યો નહી. દીનકરને પણ તેમજ થયું રાજાએ કેશવલાલને પૂછયું.

**ધૈર્યસિંહ**—ઉસ્તાદજી તમે શું ગાઈ જાણો છો.

**કેશવલાલ**—મહારાજ હું દરેક રાગ રાગણી ગાઈ જાણું છું ઉપરાંત મારી આ સારંગી હું ઘણી આછી તરેહે બજાવી જાણું છું.

**ધૈર્યસિંહ**—વારૂ ત્યારે તમારૂ ગાણું ચલાવો.

**કેશવલાલ**—ઠીક છે સાહેબ એમ કહી મનમાં વિચાર્યું કે જો મારો મિત્ર અહીં હાજર હશે તો મારા નીચેના ગાયનથી તુરત સમજશે એમ કહી નીચે પ્રમાણે ગાવું શરૂ કર્યું.

છોડી કયાં ચાલ્યો છબીલા છોડીને તમામ ટેક.
મધુમતી મહીં તાહરાં માતપિતા વસનારાં
પ્યારીને મિત્ર છોડતાં શાને ચાલી હામ. ૧
છોડી કયાં ચાલ્યો છબીલા.

પ્રથમ વિસારી શુદ્ધ સતી મણી પ્યારી
હવે તો વિસાર્યું મધુમતી કેરૂં નામ ૨
છોડી કયાં ચાલ્યો છબીલા.

માતપિતા તલસે તારાં ભગની પાડે આંસુ ધારા
દુઃખના દરિયામાં મેલી ચાલ્યો કયે ગામ ૩
છોડી કયાં ચાલ્યો છબીલા.

પ્યારીને દુઃખી કરીને પ્રેમીનો પ્રેમ હરીને
સંકટના સાગરમાં મુકી વસીયો કયે ઠામ ૪
છોડી કયાં ચાલ્યો છબીલા.

આ સાંભળી દીનકર તુરત ઉભો થયો અને પૂછયું.

**દીનકર**—ભાઇ તમે કોણ છે

**કેશવલાલ**—હું વણીક છું

**દીનકર**—તમે કયાંના રહેવાશી છો

**કેશવલાલ**—હું મધુમતી રહું છું

**દીનકર**—બંધુ આપનું નામ

કેશવલાલે તેનું નામ જણાવ્યું એટલે દીનકર તુરત પાસે જઇ તેને ભેટી પડયો. બંને મિત્ર એક બીજાનો મેળાપ થવાથી અતી આનંદ પામ્યા, અને એક બીજાની વીતેલ વિપત્તીની વાત કરી હર્ષે આંસુ લાવી વિયોગના સંગોગ થવાથી આનંદ માની નિરાંતવા થયા ધૈર્યસિંહે દીનકરને પૂછયું.

**ધૈર્યસિંહ**—પ્રધાનજી એ કોણ તમારા મિત્ર છે.

**દીનકર**—હાજી અમો બાલ મિત્ર છીએ ઘણા વખતથી જુદા પડયા હતા હવે આજે અમો મળ્યા છીએ.

**ધૈર્યસિંહ**—વારૂ ઘણી ખુશીની વાત પણ પ્રધાનજી કાલ વાળી પેલી દુખીયારી બાળાને હવે બોલાવો જોઇએ તેની સ્થિતી કંઇ સુધરી કે નહી વલી તે કોણ છે તે જાણીએ.

**દીનકર**—વારૂ સાહેબ કહી સિપાઇને હુકમ કરે છે એટલે તે તુરત મણીને હાજર કરે છે.

મણી કચેરીમાં દાખલ થઇ દુઃખને લીધે તેનો ચહેરો ફીકો પડી ગયો હતો તેથી દીનકર તથા કેશવલાલે તેને ઓળખી નહી. આ બંન્ને મિત્રને પણ મણી ઓળખી શકી નહી. ધૈર્યસિંહે મણીને પૂછયું

**ધૈર્યસિંહ**—બેન તમે કોણ છો. વલી તે જંગલમાં તમે કયાથી આવ્યાં હતા. તે સઘળું અમોને જણાવો.

**મણી**—રાજાજી હું વાણીયાની પુત્રી છું મારા પ્યારા પતી હું અભાગીની ને અળગી કરી હાલ ઘણા વખતથી પરદેશ ચાલ્યા ગયા છે. હું દુઃખીયારી મારા પિતાને ઘેર માહરા દુઃખી દહાડા ગુમાવતી હતી તેવામાં એક કરમ ચંડાલ

કરમચંદ નામે વાણીયો જેને મારા મારા પતીએ એક ખુનના કેશમાં કેદ નંખાવ્યો હતો તે તેના પાપની શિક્ષા ખમી મારાં કમનસિબે જેલમાંથી મુક્ત થયો .અને મારૂં શિયળ ભંગ કરવાની ઇચ્છાએ મારી પછાડી ફરવા લાગ્યો. એકવાર તેણે તર્કટ રચી એક ગુણીકા પાસે મને ફસાવી ગુની કાનુને ફસાવી તેને ઘેર તેડી ગઇ ત્યાં તે દુષ્ટ હતો તેણે મને મારૂં શિયળ ભંગ કરવા બહુએ ધાસ્તી આપી પણ પ્રભુએ મને તેમાંથી બચાવી. વલી તેજ દિવસે તે મને કંઈ ઘેનની હવા સુંઘાડી મને બેભાન બનાવી ઊંટપર બેસાડી જંગલમાં ભગાડી લાવ્યો. ત્યાં પ્રભુ પ્રતાપે એક નાગે તેનાં પ્રાણ લીધાં ત્યાર બાદ ત્યાંથી હું ચાલી નીકળી એટલે મને આ ભલા ભ્રાત ગોકલદાસ મળ્યા તેમણે મને ખાવા પિવાનું આપ્યું. તે ખાઇ અમો ચાલતાં હતાં તેટલામાં એક વિકાળ સિંહે મારાપર ત્રાપ મારી તેમાંથી આપે મને બચાવી પ્રભુ આપનું ભલું કરશે. હવે મને જલદી મારા ગામ ભેગી કરો. જેથી હું આપનો ઉપકાર માનીશ.

કશવલાલ તથા દીનકર આ સાંભળી દીગમુંઢ બની ગયા અને તેને લાગ્યું કે રખેને આ મણીજ હોય તેથી દીનકરે તેને પૂછ્યું.

**દીનકર**—તમારા બાપનું નામ કહેશો.

**મણી**—મારા બાપનું નામ નેમચંદ છે.

કેશવલાલ તથા દીનકર આ સાંભલી હર્ષે ઘેલા બની ગયા અને દીનકર બોલ્યો.

**દીનકર**—પ્રીય મણી તો ન હોય

આ શબ્દ સાંભળતાં મણીએ તેને ઓળખ્યો અને બોલી

**મણી**—પ્રાણનાથ તમે આટલું બોલી શંકામાં પડી એટલે કે શવલાલે કહ્યું ભાભી તે મારા ભાઇ દીનકરજ છે.

મણી હર્ષભેર ભેટી પડી. અને જેને માટે રાત દહાડો રટન કરતી જેને માટે અન્ન નિંદ્રાને તજી દીધેલી જેને માટે પોતાના શરિરને રાત દિવસ બળાપો કરી ક્ષીણુ કરી નાખેલું તેનો આજ અનાયાસે મેળાપ થતાં અનહદ આનંદમાં આવી દીનકર તથા કે-શવલાલ તેની આવી હાલત જોઈ ખેદ પામતાં મેળાપ થવાને લીધે ઘણા ખુશી થયા. રાજા આવું જોઇ અચરત પામ્યો. અને તેણે દીનકરની પુરી હકીકત અથથી ઇતી સુધી સાંભલી—એટલામાં સિપાઇએ આવી કહ્યું

**સિપાઇ**—સાહેબ કોઇ દો મરદ દો ઓરત ઓર એક લડકી કુચ્છ અરજ કરને કું મંગતા હે

**ધૈર્યસિંહ**—અચ્છા ઇરકું ઇદર આનેદો સિપાઇ તે પાંચે જણને અંદર લાવ્યો આવનારાંઓને ધૈર્યસિંહે પૂછ્યું.

**ધૈર્યસિંહ**—કેમ તમારી શું અરજ છે.

**અરજદાર**—રાજાજી અમોને ગઈ કાલે આ પાસેના ગામનાં શિ-મમાં કોઈ ચાર ચોરોએ માર મારી લૂંટી લીધા છે.

**ધૈર્યસિંહ**—તમે ક્યાંના રહેવાશી છો.

**અરજદાર**—સાહેબ અમો મધુમતી રહીએ છીએ

**પ્રીયવાંચક**—અરજદાર બીજાં કોઇ નહી પણ નેમચંચ રૂપચંદ કસ્તુર અમૃત તથા ચંદન ગૌરી હતાં તે જાત્રા કરવા જતાં આ બાજુથી નીકળતાં ચોરોએ તેની આ દશા કરવાથી સદરહુ કોર્ટમાં ફરિયાદ કરવા આવેલ હતા.

દીનકર, કેશવલાલ તથા મણીએ તેઓને તુર્ત ઓળખ્યાં દી-નકરે તુર્ત આસનપરથી ઉભા થઈ પોતાના માતાપીતને પ્રણામ કર્યાં. ચરણ દબાવવા લાગ્યો. તેના માબાપે તેમને ઓળખ્યા અમૃતે તેના વારણાં લીધાં રૂપચંદે હર્ષ સાથ આશિરવાદ આપ્યો. અને બહુ ખુશી થયાં મણી પોતાની સાસુ સસરાને પગે પડી. અમૃત

તથા રૂપચંદ તેને અખંડ સાભાગ્ય કહ્યું ત્યાર પછી દીનકરે પોતાના સાસુ સસરાને નમન કર્યું. તેમનો આશિરવાદ મેળવ્યો. મણી પોતાના માબાપને પગે પડી કસ્તુર તથા નેમચંદને પારાવાર હર્ષ થયો. કેશવલાલે સર્વેને સભ્યતાથી નમન કર્યું. રાજા આવું જાણી આશ્ચર્ય પામ્યો, સર્વ સભા આનંદ ::પામી આથી કચેરીમાં આનંદ આનંદ પ્રસરી રહ્યો.

ચંદન ગૌવરીએ પોતાના પ્રીય બંધુના ઓવારણા લીધા અને હર્ષ સાથે પોતાની ભાભીને સાંઈ માંઇ મલી તથા કેશવલાલથી શરમાતી હોય તેમ તેને પ્રેમ ચક્ષુએ હાવ ભાવ મલી કેશવલાલે પણ તેને મોઢેથી નહી બોલાવતાં મુખ હાસ્યની ખુશાલી વર્તાવી.

રાજાએ આવું જોયું અને જાણ્યું કે આ સઘળુ પ્રધાનજીનું કુટુંબ છે. તેથી તેમણે તુર્ત પોતાની ગાડીઓ મગાવી અને બૈરાંઓને પોતાની રાણીને બંગલે મોકલાવ્યાં. તથા રૂપચંદ નેમચંદ કેશવલાલ તથા દીનકર સહિત રાજા પોતાને બંગલે સીધાવ્યા.

થોડી વારમાં ગાડી હીરાને બંગલે આવી પહોંચી હીરાને ખબર પડતાં તેણે તેને માન સહિત બેસાર્યા ક્ષણવારમાં ઉષ્ણજલ હાજર થયું. દાસીઓએ આ ચારે જણીના પગ ઝાર્યા. મરદન કર્યું અને ખુબ ચોળી શરિરનો સઘળો થાક ઉતારવા સ્નાન કરાવ્યું.

હીરાએ પોતાના પટારામાંથી નવ નવા પોશાકો કાઢી તેવણને બક્ષીસ કર્યા. અને તેમના ઉતરેલા દાસીઓને બક્ષીસ કર્યા. પોલીસેએ તેમને કેટલાક દાગીના ભેટ આપી દીધાં

મણીએ વસ્ત્ર અલંકારો ધારણ કર્યા તેનું કષ્ટ અળગું થયુ જેથી તેનું મુખારવિંદ તેજોમય બન્યું. અને સ્વરૂપ પહેલાના જેવું ખીલી નીકળ્યું. આવી સ્વરૂપવંતી ભાર્યા અમારા પ્રધાનને છે. એવું જાણી હીરા બેહદ ખુશી થઇ થોડી વારમાં ભોજન તૈયાર થયું થાળ પીરસ્યા સર્વે આનંદ સહિત ભોજન કર્યા.

આ બાજુ રાજાને બંગલે પણ તેજ પ્રમાણે થયું ત્યાર પછી ધર્મસિંહે તેમને પોતાનો એક સુંદર બંગલો ભેટ તરીકે આપ્યો.

ત્યાં સર્વેનુ રહેવાનું થયું. અને સઘળાં આનંદમાં દિવસ નીરગમન કરવા લાગ્યાં કહો ભાઇ પ્રભુ કૃપાવંત થાય છે. ત્યારે શું ખામી રાખે છે? સર્વ જણે પોતપોતાને માથે વિતેલી વિપતીઓ એક બીજાને અરસપરસ રજુ કરી તે કષ્ટો દુર થવાથી હવે તેઓને ભારી હર્ષ થયો. દીનકરની આવી ચડતી દશા જોઇ તેમનાં માત પીતા તથા બેનને ખુશાલીનો પાર રહ્યો નહી. નેમચંદ તથા અમૃતે તેમના બહુ વખાણ કર્યા. અને અતી ધન્યવાદ આપ્યો.

